"ઓ લીઆ! હું કેટલી બીહું છું—" તે બોલીઃ તેણીનો ચ્હેરો ફીકકો પડયો હતો.

"હિમ્મત પકડ! માહરી મધુરી!—માહરી મનોહર મંગેતર! હિમ્મત પકડ! એ તો પહેલે જરા એમજ લાગે. તું કેટલી ભલી કે આવીઃ આજનો દિવસ બી કેવો ખુશનુમા છે!"

પણ તેણી ધ્રુજતી હતી. "ઓ લીઆઁ! પવન કેટલો ઠંડો છે! ને પાણી બી કેટલાં ઠંડાં છે! મને ડર લાગે છે."

"બીહવાનું કંઇ નથી," તે બોલ્યો, "જો, એક હંસ તરતું હોય એટલી બધી નાજુકાઇથી હું બોટને હંકારૂં છું!"

"હું પાણીથી બીહતી નથી. ઓ લીઆઁ–લીઆઁ! મેં ભુલ કરી છેઃ મેં ખોટું પગલું ભર્યું છેઃ માહરે અહીં આવવું જોઇતું ન હતું–માહરે ઘેર ત્યજવું ન હતું:

"એ ઘણું મોડું થયું!" તે બોલ્યોઃ "તને હવે પાછી લઇ જવા વાસ્તે ઘણું મોડું થયું છેઃ આનંદી બન, લીમા! આજે આપણો લગ્નનો દિવસ છેઃ ધ્રુજ ના–રડ ના! તાહરી હવે પછીની જીંદગી આ ચળકતાં આભ ને આકાશ જેવી સુંદર છે! તું કાં બીહે છે? હું તાહરી મોહબતનો ગુલામ તાહરી બાજુમાં છું!" તેણે તે ધ્રુજતા હોઠો ચૂમ્યા અને તેના બરફ જેવા કરો હિમ્મત આપતી કિસમે દાબ્યા. તેણે તેને ધીરજના અને હવે પછીના આવતા મોટા આનંદના મિઠ્ઠા શબ્દોથી સમજાવી અને તેણી તેથી થોડા સમયમાં પાછી હસ્તી થઇ.

"મને તેઓને છોડતાં સ્વભાવિક લાગ્યું. તેઓ માહરા પ્રત્યે હંમેશ બહુ માયાળુ હતાં. તેઓ મને ચાહતાં હતાં; મને કોઇ બી ચીઝની મના ન હતી."

"હું બી તાહરી તરફ માયાળુ રહેવશ—તને ચાહવશ—તને કોઇ બી ચીઝની ના નહીં પાડશ."

"છેલ્લી સલામ માહરાં વ્હાલાં ઘર!" લીમા પોતાના મકાન તરફ નજર કરી બોલી.

"તાહરૂં બીજું ઘર તને એથી વધારે પ્યારૂં લાગશે!" તેના આશકે કહ્યું, તે પોતાના ઘર તરફ એટલો ચાહ બતાવતી હતી તે માટે તે જરા

અદેખો પડ્યો હતો. "જો, જોઇ લે તાહરાં ઘરને! આપણે હમણાં વળાણુ લઇશું એટલે તે દેખાતું બંધ થશે."

તેણી એકી તગરે તે માનીતાં મકાનને જોઇ રહી. પછી તેણીએ પોતાના હાથો તેની ભણી લાંબા કર્યા. "લીઑ! મને માહરા જુનાં ઘરનીજ સામે વચન આપ કે તું મને સદા સાચો અને વફાદાર રહેશે! એ ઘર માહરે મન પવિત્ર છે એટલે તે સામે લેવાયલું વચન પણ હું તેટલુંજ પવિત્ર લેખીશ."

"હું વચન આપું છું; હું કદી બી બેવફા કે જુઠો નિવડીશ નહી!"

"મને વચન આપ કે જેમ તું મને હમણા ચાહે છે તેમ સદા ચાહશે–મને એકલીને, સર્વથી વધારે ચાહશે! વચન આપ કે તું સદા સાચો, સભ્ય, માયાળુ ને મમતાળુ રહેશે!"

"હું વચન આપું છું!" તે જવાને કહ્યું અને તેજ વખ્તે તે બોટે વળાણુ લીધી અને તે પ્યારૂં ઘર દેખાતું બંધ થયું.

* * *

તે મિલર તે સહવારે સકાળેથી ઉઠયો હતો કેમકે તેને ઘણું અગતનું કામ આટોપવાનું હતું. તે નાસ્તા માટે બે કલાક રહી પાછો ફરશે એવી વરદી આપી ઘરમાંથી બહાર પડયો. ઍલનવૉટરના કિનારેથી પસાર થતાં તેણે ત્યાં હંમેશ મુજબ પડી રહેતી બોટ જોઇ નહી. તે જરા અજબ થયો અને તે કયાં હતી તે માટે નજર તાણવા લાગ્યો, તો તેને જણાયું કે તે સામે કિનારે લાંગરેલી હતી. તે ત્યાં કેમ જવા પામી હશે તે માટે તે સહજ અચરત થયો પણ તે વિષે કશો વધુ બુરો શક તો તેને આવ્યોજ નહી.

તે ઘરમાંથી બહાર પડયો ત્યારે તેને પોતાની પરણેતર સાથ લીમા વિષે વાતચીત થઇ હતી. તેણે કહ્યું કે લીમા તંદુરસ્તી મેળવતી જતી હતી, જ્યારે તેની પરણેતરે તેથી ઉલટોજ અભિપ્રાય વ્યકત કર્યો હતો.

"મને થોડા દિવસ થયા એ બાબે ઘણો ખરાબ ખટકો થયા કરે છે!" મીસીસ ડરવન્ટ પોતાના શૌહર આગળ બોલી: "હું કેવું ઇચ્છું છું કે એ ફ્રેંચમેન કદિ અહીં આવ્યોજ ન હતે અથવા તો તમે તમારો વિચાર ફેરવી શકો!"

તે સાંભળી જૉન ડરવંન્ટ ગુસ્સે થયેલો પોતાની પત્નિ તરફ ફર્યો.

"શું તું એમ કહે છે કે તે તને ગમે છે?"

"લીમા જેને ચાહે તેને ચાહવા હું ખુશી છું."

"પણ જાસ્તી વખત તે તને ગમનાર નથી!" તે મીલર બોલ્યો: "એમ તું માહરી આગળ બોલી તો બોલી પણ લીમા આગળ ના બોલતી નહી તો તે ધારશે કે તું તેણીની તરફેણમાં છે અને એમ જો તેણી જાણશે તો તેના હકમા ફાયદો કરતાં નુકસાન જાસ્તીજ થશે. તે માહરાથી ફટાઉ થશે!"

"જૉન! તમને ન ગમે એવું કંઈ હું તેને કહેવશ નહી તેની ખાત્રી રાખજો!" મીસીસ ડરવન્ટે કહ્યું, જો કે તેણીનું હૃદય તો પોતાની બેટીની તમામ તરફેણમાં હતું. તે મીલર પોતાને કામે ગયો. તે પોતાના દિલને પત્થર કરી લીમા વાસ્તે કરડો થતો હતો છતાં તેને તે માટે મનમાં દુઃખ તો ઉપજતું હતું.

હૅલન ડરવન્ટ પણ પોતાને કામે વળગી. કામથી પરવારી તેણીએ ચાહ તૈયાર કરી અને એક હેતવંતી માવતરના અથાગ હેતથી એક કપ ખાસ તજવીજથી તૈયાર કરી તે લીમાને પીવાડવા તેના રૂમમાં લઇ ગઈ.

"લીમા! ગુડ મૉર્નીંગ! લે આ ગરમગરમ ચાહ પી કે હુસ્યારી આવે!" તેણી તે રૂમમાં દાખલ થતાં બોલી—પણ જવાબ ન મળ્યો. તે અંદર ગઇ પણ લીમા ત્યાં ન હતી. પહેલે તો તેણીને કંઇ બેચેની લાગી નહી કે કશો શક આવ્યો નહી. તેણી નીચે ગઇ હશે એવા ખ્યાલે તે ચાહનું કપ લઇ પાછી નીચે ગઇ. ત્યાં પણ લીમા ન હતી. હવે તે જરા બીહીધી અને તેણીની શોધમાં નીકળી. ઘરમાં—બાગમાં, ઍલન-વૉટરના કિનારા ઉપર સર્વે સ્થળે તે બીહતી ધ્રુજતી જઇ આવી પણ લીમાનો પત્તો ન મળ્યો. અને જ્યારે મીલર બે કલાક પછી નાસ્તા સારૂ આવ્યો ત્યારે તેની મહોરંદાર ધ્રુજતી લથલથતી ફિક્કે મ્હેરે તેને બારણા ઉપર મળી.

"જૉન!" તે બોલી. "લીમા જતી રહી છે!"

"જતી રહી?" તેણે પુકાર્યું; "જતી રહી? કયાં?"

તે કંઇ સમજી શકયો નહી.

"એ નથી મળતી! તેણીનો રૂમ ખાલી છે ને તેણી કંઇ બી નથી જડતી." હૅલને ધ્રુજતા સાદે કહ્યું.

તે મીલર મોહત જેવો ફિક્કો પડયો.

"તું શું એમ કહે છે–" તે બોલ્યો, "કે તે ન્હાસી ગઇ છે?"

"હું નથી જાણુતી!" તે દુઃખી માવતરે કહ્યું, "ખુદાને ખબર! એ મને મળતી નથી. ઓ જૉન! હું બીહું છું કે તમે એની ઉપર અતિ સખ્ત થયા તેથી તે કહે ચાલી ગઇ છે!"

"જો તે ચાલી ગઇ હશે," જૉને કહ્યું, "તો હું એને શોધશ–માફ કરશ ને પાછી લાવશ. પણ જો એ પેલા ચંડાળ સાથ ગઇ હશે તો માબાપોને નાફરમાન થનારાઓ ઉપર ઉતરતા ગઝબ બુરા શ્રાપો એ કમ્બખ્ત ઉપર ઉતરો અને તેઓ તેણીને જીંદગી સુધી જળાવતા સતાવતા રહો!"

પોતાની પરણેતરના મુખમાંથી નીકળેલી દુઃખની કારમી ચીસ તે મીલરે સમજી નહી, કેમકે તે ઉપલું બહુ ઝનુનથી બોલી લીમાને શોધવા ત્યાંથા ચાલી ગયો.

## પ્રકરણ ૧૪.

બપોરના છેક મોડેથી તે મીલર ઘરે પાછો ફર્યો. તે તમામ ફેરવાઇ ગયો હતો. સહવારના તે ગયો ત્યારથી ૨૦ લાંબા વર્ષો તેની ઉમ્મરમાં એકાએક વધી ગયાં હોય એટલો અદભુત ફેરફાર તેનામાં થયો હતો. તેનો ચ્હેરો ફીકો અને કાહેલી હતોઃ તેનાં કપાળ ઉપર કરચળીઓ વળી હતી કે જે ત્યાં ગઇ કાલે ન હતી. તેનો રતાશવાળો મુખડો ઉશ્કેરાત અને દુઃખથી જર્દ મારી ગયો હતો.

તે પોતાની બાયડી રાંધણીમાં કામ કરતી હતી ત્યાં ગયો. તેનો ભખરાયલો અવતાર જોઇ તે બાપડી ડઘાઇ ગઇ.

"હૅલન!" તે ધીમેથી બોલ્યો, "જા! જઇને બાઇબલ લાવ!"

તે બીહીધેલી ભારજા કંઇ પણ પ્રશ્ન પુછવાની હિમ્મત આદર્યા વગર ચુપચુપ તેના હુકમને તાબે થઇ. તે જઇને બાઇબિલ લઇ આવી. તેણે તેના પાનાં પછી પાનાઓ ફેરવ્યાં કે જે ઉપર તેનાં કુટુંબના ન્યાગાનોની જન્મ મરણની નોંધો હતી. તેણીએ તેને પોતાનું નામ બબડતો સાંભળ્યો, 'જૉન ડરવન્ટનાં લગ્ન હૅલન શ્રે સાથે' ત્યાર કેડે થોડીક પળો તે ચુપ થયો. તેના ચ્હેરા ઉપરથી તેનાં બાતેનમાં ઉપજતું અગાધ દુ:ખ કંઇકિ કળી શકાતું હતું.

"સમજ!" તે બોલ્યો, "લીમા ડરવન્ટ ઉપલાંઓની છોકરી જન્મ મે, ૧૮———તું સમજે છે કે, માહરી મ્હોરદાર?"

"હા!" હૅલને કહ્યું.

"મને ખડયો કલમ આપ!" તેણે કહ્યું. તેણીએ તે લાવી આપ્યો.

"પાછું સમજ!" તે બોલ્યો: "લીમા ડરવન્ટ; જન્મ મે, ૧૮———, મરણ ઑગસ્ટ, ૨૨; તું સમજી?"

"ઓ ખુદા!" તે કમ્બખ્ત માતા પુકારી. "શું લીમા મરી ગઇ? માહરી ખુબસુરત લીમા સ્વર્ગવાસી થઇ? ઓ નહીઃ ખચ્ચીતજ એમ ન હશે!"

"અને તે મરેલી કરતાં બી જાસ્તી છે!" તે મીલર બોલ્યો. "જો મેં ખરેખર તેને મુવેલીજ જોઇ હતે તો તેને માટે ઠીકજ હતે! તે મરી ગયાથી બી બદતર છે: જે માણસને ન જોવાની——ન મળવાની મેં આજ્ઞા કરી હતી તે માણસને પરણવાને આપણને તે છોડી ગઇ છે!"

"પરણવા!" તે માતા કંઇકિ ખુશાલીથી બોલી! "શું લીમા પરણી ગઇ?"

"હા, પરણી ગઇ અને આપણે મનસે મુઇ! તેણીને આપણી અને તેની વચ્ચે પસંદગી કરવાની હતી અને તેણીએ પસંદગી કરી લીધી છે! આપણે તેને પાળી ઉધારી મોટી કરી, તેને માટે બેશુમાર રંજો ખેંચી અને તેણી જતી રહી——આપણને મુકી એક છેવટની સલામના પણ તાઝીમ તવાઝા વગર તે જતી રહી છે! તું વિચાર કર હૅલન કે આપણી મોટી રંજોનો આ કેવો ફેઝ? તે જતી રહીઃ માહરા

આશિર્વાદ વગર કે તાહરી એક મીઠી દુઆ વગર! તું ના રડ, માહરી વ્હાલી હૅલન! તું એટલી ના રડ! તે રડવાને લાયક નથી."

"ઓ માહરૂં એક પૂરૂં બચ્ચું!" તે કંગાળ માતા રડતાં બોલી: "માહરૂં એક પૂરૂં વ્હાલું બચ્ચું! હું એ ખમી શકતી નથી!"

"તાહરે ખમવુંજ જોઇશે!" તેણે ઠરાવથી કહ્યું: "તેણીએ તાહરા પ્રત્યે પસંદગી બતાવી નથી: તેણી આજે સહવારે આપણે સુતાં હતાં ત્યારે આપણને તરછોડી ગઇ છે! જૉન ડૅન્ટને તેને પેલા ચંડાળ સાથ હાઇ રોડ ઉપર જોઇ. હેસ્લીંગડનની પોસ્ટ મિસ્ત્રેસ મિસિસ રૉબર્ટસે તેઓને પરણતાં જોયાં:-એમાં કંઈ ભુલ કે ચુક નથી. જો-જો એ આપણી પ્યારી પુત્રી જેને આપણે જાનથીબી જયાદા ચાહી તે કેવી નીવડી? એક ખુબસુરત દેખાવના ને ચાપલુસીખોર જવાનને ખાતર આપણો વર્ષોનો પ્યાર ને ભોગ તે વિસરી ગઇ-આપણને તરછોડી ગઇ! તું ના રડ-આપણને એ એટલી બધી વિસરી ગઇ છે તેથી તું ના રડ!"

"ઓ જૉન! તમે તેણી તર્ફ સખ્ત બન્યા!"

"સખ્ત!" તે કડવાસથી બોલ્યો: "તું સખ્ત કહે છે? મેં માહરાં જીગરનાં લોહીનું છેલ્લું ટીપું પણ તેને સુખી કરવા આપી દીધું હતે; પણ હવે તે માહરી છોકરી રહી નથી!"

"જૉન! તેને માફ કરો," તે માયે વિનવ્યું.

"માફ કરૂં?" તે ગુસ્સે થઇ બોલ્યો; "હું માફ કરૂં? નહી, કદી નહી! જ્યાં સુધી સૂર્ય ને ચંદ્ર ઝગમગે છે ત્યાં સુધી માહરાં હૃદયથી તે સદા અલગ રહશે, અને તું બી સમજ; માહરો વિચાર ફરનાર નથી, તાહરે બી તાહરાં જીગરમાંથી એને દુર કરી મેળવાની છે! એને મળવાની-એની સાથ વાત કરવાની માહરી તને સખ્ત મના છે! તેણીની નજીક જવાની પણ હું તને બધી ફરમાવું છું! જો તે રસ્તે મળે તો તાહરૂં મોંહ નફરતથી ફેરવી નાખજે!-તે જો બુમ પાડે તો બહેરી થઇ જજે! તેનો અવાઝ વટિક સાંભળવા યોગ્યતી ના!"

"ઓ માહરૂં એક પુરૂં બચ્ચું!" તે અભાગણી માતા બોલી. "હું તેમ કેમ કરી શકશ?"

"કેમ કરવાનો સવાલ નથી!" તે બોલ્યો; "તાહરે કરવુંજ પ.
આપણે ૨૦ વર્ષથી વધુ થયાં પરણેલાં છીએ, આપણા વચ્ચે કદિ ક.
થયો નથી. સહજ પણ ગુસ્સા ભર્યા શબ્દોની આપ લે આપણા વચ્ચે
નથી. સચ્ચાઇ જેટલાંજ આપણે એકમેક તરફ સાચાં છીએ! તાહરા
અને સચાઇને નામે હું તને માહરૂં કહેવું માનવા ફરમાવું છું!"

"—પણ માહરૂં એક પૂરૂં બચ્યું!" તે કગળી: "જોન! ઢ
બધા સખ્ત માહરી ઉપર ન થાવ!"

તે ગુસ્સે થયો.

"મેં તને એક બી કડવો શબ્દ આજ સૂધી કહ્યો નથી: તે
વાની ફરજ મને ના પાડ! તાહરે માહરા હુકમને તાબે થવુંજ જો
મેં માહરી દિકરીને માહરી અને તેના આશક વચ્ચે પસંદગી કરવા
હતી અને તે પસંદગી કરી ચૂકી છે! હવે હું તને—માહરી મહોર
માહરાં અને તાહરાં બચ્ચાંને કે જે આપણને નાફરમાન થઇ ત્યજી ગયું છે
વચ્ચે પસંદગી કરવા ફરમાવું છું!"

"તમેજ, જૉન! તમેજ માહરી પસંદગી આખી દુનિયામાં છો,
માહરૂં જીગર તેથી તુટી જશે!"

"ત્યારે તું મને તાબે થવા વચન આપે છે?" તે બોલ્યો: "તું
નહી મળશે?—તેની સાથ નહી બોલશે?"

"તમારી મરજી વિરૂદ્ધ તો નહીજ!" તેણી બોલી, "પણ હું
લેવું છું—હું ખુદા પાસ દુઆ ઇચ્છું છું કે તમારા દિલમાં તે દયા

"માહરી એકની એક દિકરી એક બેગાના ખાતર મને છોડી ગ
તેણે અતિ દુ:ખ પામી કહ્યું—"આપણે બચ્ચાં વગરનાં બન્યાં, હૅ
આપણે છતે બચ્ચે બચ્ચાં વગરનાં બન્યાં!" અને તે મઝબુત મ
એક બાળક માફક રડી પડયો!

તેણે તે પછી પોતાની બાયડીને બધી વિગતો સવિસ્તાર કહી.
પાસથી કેમ જાણ્યું કે તેઓ પરણ્યાં હતાં તે બધું તેણે દુ:ખથી
સાદે પોતાની રડતી પરણેતરને કહી સમજાવ્યું.

તે સારો દિવસ મહા દુ:ખનો તેઓ માટે વિટયો. તે મીલર
કામ કરી શકયો નહી—હૅલન રડયા ને રડયાજ કરી. લીમા મરી

તેનાં કરતાં જાસ્તી દુઃખ તેઓને ઉપજ્યું. હૅલન લીમાના રૂમમાં રડતી દોડતી ફરી. તે હેતવંતી મા પોતાની દિકરીની દરેક જણસો પોતાની છાતીમાં પ્યારથી દાબી તે પર હેતથી બોકી ભરી રડતી હતી. તેણીનું જીગર ખરેજ તુટી ગયું હતું.

નિસાસાની એક રાત તેઓએ કાઢી. બીજી સહવારે એક કાગળ આવ્યું. લીમાના હાથે તે લખાયલું હતું. તે કેટલો વખત સુધી અડકયા વગર જૉન ડરવન્ટે પડી રહેવા દીધું. તેને જોતાંજ તે મીલર એટલો તો ક્રોધે ભરાયો હતો કે તે વિષે બોલતાં હૅલન બીહી ગઇ હતી. ઓચિંતુ તેણે તે ઉપાડયું, ખોલ્યું અને વાંચ્યું. તે એક ઘણું દિલ ઉશ્કેરનારૂં, કરગરીને લખાયલુ પત્ર હતું. પણ તેની કશી અસર તે મીલર ઉપર ન થઇ. તેણીએ લખ્યું હતું કે તેણીએ પ્યાર અને ફરજ વચ્ચે અસહ્ય સંતાપ સહેવ્યો હતોઃ તેઓને છોડી જવાને બહુ નારાઝ હતી–તેઓને તે અતિ ચાહતી હતી, પણ તેના પતિ માટેનો તેનો પ્યાર તે બધાં કરતાં સર્વોપરિ હતો. તેને ખાતર તેણે બધું છોડી દીધું હતું, પણ તેમ કરવાથી તેણીને અણુહદ ખુશાલીજ પેદા થવા છતાં તેઓને ત્યજી જતાં તેણીનું હૃદય ભાંગી ગયું હતું. તેણી પોતાના આશક વિના જીવી શકે એમ ન હોવાથી તેમ તેણીએ નાચારીથી કર્યું હતું. તેણી પરણી હતી–તેણીનો પતિ ઘણો હેતવંતો હતો–તેણી અતિ સુખી બની હતી, પણ તે સુખમાં માત્ર એકજ નિરાશાનો ઓળો હતો અને તે તેઓને તે ત્યજી ગઇ તે હતો. જો તેઓ તેણીને માફ કરે–તેણીને અને તેણીના વ્હાલા ભરથારને આવકાર આપે—આવકારના બે માયાળુ શબ્દો તેઓ પર લખે—તો તેણી અણુહદ સુખી બને.

તે મીલર તે બધું વાંચતાં જાસ્તી ક્રોધે ભરાયો.

તેઓ ઘણાં સુખી હતાં. લીઑંએ ત્રણ દિવસની રજા નિશાળમાંથી લીધી હતી. લીન મધેના એક અતિ સુંદર કૉટેજમાં તેઓ રહેતાં હતાં. જે સુંદર ફરનીચરથી આરાસ્તા કરેલું હતું—જો બધું સુખ તેઓ માણી બક્ષે તો ઑર ન્યારૂં થનારૂં હતું.

તે એક જોરાવર લાગણી ભરી અપીલ હતી, પણ તે મીલર તે વાંચી જાસ્તી ગુસ્સે થયો.

"માહરો જવાબ શું છે તે તેણી જાણે!" તે બોલ્યો. "મેં તે માહરી ને તેની વચ્ચે પસંદગી કરવા કહી હતી: તેણીએ તેને પસંદ ક છે, હવે તેણીએ માહરા વગર ચલાવી લેવું જોઇએ."

તે તે સહવારે તેઓ રહેતાં હતાં તે ઝુપડું જોવા ગયો અને તે જે આવી લીમાને લગતી દરેક ચીઝો—ચોપડીઓ, ડ્રૉઈંગનો સામાન, પ્યાર ઝવેરાતો અને તેણીનાં કપડાં વઘ્રીક બધું—એકઠું કર્યું. તેણીનાં બચપણ રમતનાં રમકડાંઓ પણ તેણે કઢાવ્યાં અને તે બધું બાંધી રૂધીને તે રહેતાં હતાં તે કોટેજમાં મોકલી આપ્યું.

"એને લગતું કંઇ બી હું રાખવા રાજી નથી!" તે ગુસ્સાથી બોલ્

પણ તે રડતી માતાએ એક ચીઝ તેના ગુસ્સા ને ઉતાવળાપણાં લાભ લઇ બડી મુશ્કેલીથી સંતાડી રાખી. તે તેણીનો એક ન્હા ફોટોગ્રાફ હતો. તે હેતવંતી માવિતરે તે ખુબ સંભાળથી છુપાવી રાખ્

તે ન્હાનો સુંદર રૂમ તમામ ખાલી થઇ ગયો. એટલું કરી ગુસ્સાથી ઘેલો બનેલો બાપ કઇ ધરાયો નહી. તે જે ઓરડામાં વ હતી તે તેણે સદાનો બંધ કરી દીધો. ત્યાં કોઇ જાય-વસે તે બી તે રૂચ્યું નહી. તેણે તે રૂમને તાળું માર્યું અને તેની ચાવી ઍલન-વૉટર આમને સ્વાધીન કરી.

લીમાને લગતા તે સઘળા સામાનની સાથે નીચલી ચીઠી એ કાગળની કાપલી ઉપર તેણે ધ્રુજતા હાથોએ ચીત્રી મોકલી.

"તેં તાહરી પસંદગી કરી છે—હવે તેને વળગી રહે! માબાપોને ન રમાન થનારાંઓ ઉપર ઉતરતા ગજબ બુરા શ્રાપો તું કમબખ્ત ઉ ઉતરો અને તેઓ તને જીંદગી સુધી જળાવતા-સતાવતા રહો!!"

———:o:———

## પ્રકરણ ૧૫.

શિઆળો શરૂ થઇ ચુકયો હતો. બર્ફ અને કરાંઓનું રાજ્ય વ્યા રહ્યું હતું. ઉન્હાળાની બલિહારી ભૂતકાળની ગતિમાં ફેરવાઇ ગઇ હતી

ફુલો કરમાઈ ચૂકાં હતાં. પક્ષિઓ ખુશનોમાં તડકાંની શોધમાં અન્ય સ્થળે વાસો ઉઠાવી ગયાં હતાં. પવન ઠંડો ફુકતો હતો—ખેતરો ઉજ્જડ અને જીવવિનાનાં જણાતાં હતાં.

તે ન્હાની મીલમાં ઉદાશી અતિ તિવ્ર પ્રમાણમાં ફેલાઇ રહેલી હતી. તે ન્હાનાં ઘરનો સૂર્ય જાણે પાછો તલૂ થનારજ ન હોય તેમ અસ્ત પામી ગયો હતો, અને હતું બી તેમજ. લીમા તે માબાપને મનશે તેઓના ઘરનો સૂર્યજ હતો. તે ન્હાનું ઘર કે જે એક વેળા આખા ઇંગ્લંડમાં સુખી ને ખુશાલ ઘર હતું તે તમામ ફેરવાઈ ગયું હતુંઃ ખુશાલી ને આનંદની જગા દલગીરી ને નિરાશીએ લીધી હતી.

માસો કંઇ ઘણા વિત્યા ન હતા પણ તે મીલરમાં ગજબ ફેર પડી ગયો હતો. તેના વાળો સફેદ થઇ ગયા હતા. તેના ભવાં ઉપર દુઃખની કરચલીઓના ઢગલા વળી ગયા હતા. તે તમામ ફેરવાઇ ગયો હતો. નિયમસર તે પોતાના કામ ઉપર જતો હતો ખરો પણ આનંદી અને ઉલ્લટભર નહી પણ ઉદાશ અને બેચેન જેવો જતો હતો. તેને હસતો કે ગાતો કોઇ હવે જોતું ન હતું. તેના ખુશ ટાહુકાટુચકાઓ ને હસવાના ભાવટાઓ તમામ આખર થઇ ગયા હતા. તેનું જીગર તૂટી ગયું હતું. તેણે પોતાની જીંદગીથી અધિક વ્હાલું માનેલું ને ગણેલું રત્ન ખોયું હતું—પાછું કદિ ન મેળવવા ગુમાવ્યું હતું. તેના આડોશીપાડોશીઓ તેને મળતાં તેને દિલાસાના ને સથિયારાના બે સખુનો કહેતાં અને પોતાની પુત્રીના લગ્ન માટે એટલો બધો ગમ કરવો તેને શોભતો ન હતો એમ દયાથી કહેતાં પણ તે તેઓનું સમજવા ચ્હાતો ન હતોઃ તે પોતાનો હાથ તેઓને ચુપ થઇ જવા ઉંચકતો અને તેઓ કંઇજ વધુ બોલી શકતાં ન હતા. તેઓનાં પિછાણવાળાઓ તે બાપબેટીને એક કરી આપવાના નેક હેતૂથી તેની દીકરીની પરણી જીંદગીના મોટાં સુખ વિષે—તે સુખી સ્થિતિમાં તે કેટલી ખુબસુરત દીસતી તે વિષે—તેની સાથ વાત કરી જોતાં પણ બીજી મર્તેબે તેમ કરવાની હિંમત તેઓ આદરતાં ન હતાં.

તેણીને લગતો સર્વ સામાન બાંધીરૂંધીને તેણી ઉપર મોકલાવી દઇ તેણીના રૂમને પણ બંધ કરી તાળુ મારી તેની ચાવી ઍલનવૉટરનાં પેટાંમાં દુબાવી દીધા પછી તે મીલર એ પોતાની એકવારની અતિ લાડકી પુત્રીનું નામ વટીક હોઠ ઉપર લાવતો ન હતો, પણ તેણીની જુદાઇથી તેને

ઉપજતું અગાધ દુઃખ અને ગમ તે છુપાવી ન શકતો હતો. તે તેના ચ્હેરા ઉપર થયલો મોટો ફેરફાર સ્પષ્ટ દેખાડતું હતું. તે પોતાના કામમા હવે ઉલટ કે મજાહ લેતો ન હતો. પોતાના ખેતરમાં ઉતરતા સુંદર, ફુલદ્રુપ પાક વાસ્તે હવે તેને દરકાર રહી ન હોતી. તેની બૅંકમાં વધવી જતી પૂરાંતનો હવે તેને મોહ રહયો ન હતો. તેણે પોતાની પુત્રીને ખાતર જીંદગી ભર મહેનત મજુરી કરી હતી પણ હવે તેમ તે કરી શકનાર ન હતો. તેણે જમા કરેલી દોલત–તેમાંની એક પેની બી પેલા ચંડાળ ફ્રેંચમૅનને તવંગર કરવા જાય એ તેને ગમતું ન હતું. તે તેને પોતાની પ્યારી પુત્રી ચોરી જવા વાસ્તે અતિ ધીકકારતો હતો. એક વખત એવો હતો કે તે મીલર એક અતિ રમૂજી, ખુશ ને બટકબોલા સ્વભાવના માણુસ તરીકે ઓળખાતો હતો પણ હવે તેમાંનું કશું નજરે આવતું ન હતું. લોકો તેનાથી હવે ડરીને દૂર ન્હાસતાં હતાં.

તેના મિત્રો અને પાડોશીઓ તેને સંગદીલ માનતાં હતાં સબબ કે તે એક પ્યારનાં લગ્ન નિવડયાં હતાં અને તેથી ઘણાંઓની તે જવાન જોડાં ભણી સહાનુભૂતિ હતી. તે મીલરની પરીસુરત પુત્રીને દૃઢ નિશ્ચય કરી જીતી જવાની મર્દાનગી બતાવવાના સબબસર તે જવાન ફ્રેંચમૅનને ઘણાં જણ ચ્હાતાં ને વખાણુતાં હતાં. તે ન્હાની મધુરી મહોરદારને પણ પોતાના પ્યારા ખાતર બધું છોડી દેવાની હામ ભિડવા માટે સૌ કોઇ માનની નઝરથી જોતું હતું. અને દરેકને આશા હતી કે વખ્તના વહેવા સાથ તે બાપદીકરી વચ્ચેનો બિનાકેશો ટળી જશે. વખ્ત તે મીલરના ગુસ્સાને ઠંડો કરી મેલશે. તે દરમ્યાન લોકોની દયા તો તે જવાન જોડાં તરફજ વધુ પ્રમાણુમાં ખેંચાયલી હતી. લીઑંની સ્કુલનો વડો શિક્ષક પ્રથમ તે લગ્નની ખબર સમજી ગુસ્સે થયો હતો. તેણે લીઑંને બીજે કેઠે નોકરી શોધી લેવાની અધકચરી નોટીસ વટિક મોંઢેથી આપી હતી અને તે વિષે તેને વધુ ખખડાવવા તેનાં કૉટેજમાં ગયો. ત્યાં તેનો લીમા સાથ ભેટો થયો. તેણીનો મધુરો મીઠો મૂખડો નિહાળતાંજ લીઑંને પાણીચું પકડાવવાનો તેનો ઠરાવ અલોપ થઇ ગયો !

"તમે ઘણું ખોટું કીધું !" તેણે લીમાને ઠપકાથી કહ્યું. "એટલું જલદી પરણી જવાની ભૂલ કરી તમે તમારા ધણીની કાર્કિર્દીને ઘણી હાનિ કરી છે !"

"તેની સાથ ગુસ્સે ના થતા!" તેણી વિનયથી બોલી. "અમો એક મેકને અતિ ઘણાં ચાહતાં હતાં!" અને તે વડો શિક્ષક દિલનો અતિ ઘણો દયાળુ હોવાથી ગુસ્સે ન થયો. તેણે જવાન કાઉન્ટના પગારમાં સહજ વધારો કરી આપ્યો અને વળી થોડાક છોકરાઓને તેની પાસથી ખાનગી શિક્ષણ લેવા ભલામણ કરી.

એ રીતે તે પહેલું વર્ષ તો ગરીબાઇના કશા પણ ડંખ વિના તે ન્હાનાં સુંદર કૅાટેજમાં પસાર થયું. તેઓનાં પ્યારનાં વાતાવરણમાં ખલલ પડે એવું કશુંજ બનવા ન પામ્યું.

તેઓએ લીધું હતું તે કૅાટેજ અતિ મનહર હતું. તે માટે તેઓ મગરૂર હતાં. તેઓને હાલમાં જોઇતું દરેક પ્રકારનું સુખ ત્યાં મોજુદ હતું: ફક્ત લીમા માટે એક દિલગીરી હતી અને તે તેણી પોતાનાં હેતવંતા માબાપથી છુટી થઇ હતી તે હતી. તે મનમનાવી લેતી હતી કે તેઓ વચ્ચેનો વિયોગ કંઇ સદાનો ન હતો: વખ્ત જતાં પપા સમજી જશે—મને તેડશે— માફી બક્ષશે અને મળતા ભેટતા થશે.

તેણી પોતાના બાપે લખી મોકલેલી ચીઠ્ઠી વાંચી અતિ બીહી ગઇ હતી. તે ઘાટકી શબ્દો તેણીનાં હૃદયનાં ઉંડાણમાં થરથરાત કરતા ઉતરી ગયા હતા.

"માબાપોને નફારમાન થનારાંઓ ઉપર ઉતરતા ગઝબ બુરા શ્રાપો—!"

અને તેણીના અતિ મોટા ખેદ વચ્ચે લીઓંએ તે શબ્દો હસી કાઢ્યા. તેણે કહયું કે તેના બાપે નાટકી ભાષા વાપરી હતી અને તે એવીજ રમુજ બીજી કરવા ગયો પણ એટલાં તેની પરણેતરને તેથી ઉપજતાં દુ:ખ ઉપર તેની નેગાહ ખેંચાતાં તે ચુપ થયો.

"તમારીજ ભાષામાં એક મસલ મશહુર છે કે શ્રાપો વરસતા ઘણીઓ કરતાં વરસાવનારાંઓ ઉપરજ બાઝે વખ્ત વરસે છે!" જવાન કાઉન્ટે સમજાવ્યું. લીમાએ તેની ભણી અર્ધી બીહીધેલી, અજાયબીથી જોયું. બાપના શ્રાપને એટલા હસી કાઢવા જોગ શું કેંચમૅનો લેખતા હશે? શું તેઓ એટલા બેદરકાર એવી ગંભીર ચીઝ પ્રત્યે પણ હશે? તેણીને મનશે તો તે બ્રહ્માંડ તુટી પડવા જેવું હતું.

"તેમ હોય તો તે માહરી પરજ તુટી પડે એવું હું સદધર્મથી ઇચ્છું છું !" તેણી બોલી.

"ઘણું ખરૂં તો એ ખ્યાલી વ્યર્થજ પૂરવાર થાય છે !" લીઓંએ હસીને કહયું. પણ તેણી પોતાના પિતાના તે શબ્દો ભૂલી શકી નહી! ને તેણીના હૃદયમાં થરથરાત અને કાનોમાં ગણુગણાટ ઉપજાવતાજ રહ્યા, અને તેણી એકલી પડી ત્યારે તે કેવી રીતે ખરા પડશેના ગમનાક વિચારે હવેરીબાવરી બની ગઇ.

માબાપને નાફરમાન થનારાંઓ ઉપર ઉતરતા ગઝબ બુરા, શ્રાપો ! તેણી ઉપર શું ગઝબ ઉતરશે? શ્રાપ કંઇ આફ્ત લાવનારી ચીઝ છે એમ તે સમજતી હતી પણ જ્યાંસુધી પોતાના પતિના પ્યારમાં સુખી હતી ત્યાંસુધી તેણીને કંઇ થનાર ન હતું, એમ તે મન મનાવતી હતી. ગરીબાઇના હાંદેસાઓ બેશક ખમવા મુશ્કેલ હતા, પણ જો લીઓં વ્હાલો તેની બાહુંમાં હોય તો તે ગઝબ પણ તેણી માટે અસહ્ય ન હતો. બિમારી ખરાબ હતી પણ જો લીઓં નઝદીકમાં તેને દિલાસો દેવા ને તેની ખાતરદારી કરવા હાઝેર હોય તો તેને મનશે તુચ્છ હતા! તેણી પોતાનાં પતિનાં પ્યારમાં સુખી હોય ત્યાં ટક કશી બી ખરાબી નીરખી શકી નહી, અને તેણીના પતિનો પ્યાર તો તમામ અખંડ સલામત હતો. તેણી તે માટે ખાત્રીપૂર્વક હતી. જેમ દિવસ પછી રાત મુકરર છે—સુર્યનું ઉગવું આંથમવું નિયમિત છે-તેમજ—તેટલીજ તે પોતાના પતિના પ્યારને કાજે નીરાંત હતી. તે અખંડ હતો—તે તુટે એવો ન હતો-કોઇથી ફેરવાય એવો ન હતો-કોઈના બી શ્રાપથી બદલાય કે પલટાય એવો ન હતો એવી તેણીની પકકી ખાત્રી હતી ને પછી તે દુનિયાની બીજી કોઇબી ખરાબીને મચક આપે એ માનવા જોગ ન હતું. તેણીનું સુખ-તેણીનો પ્યાર—તેણીની ખુબસુરતી! દિનપ્રતિદિન વૃધ્ધિ પામતી ગઇ. તેણીનો ભરથાર જાનોજીગરથી તેનીપર કુર્બાન હતો. કદિ કોઇએ પોતાની મહોરદારને ચાહી ન હોય એવા બળવાન પ્રૌઢ પ્યારથી તેને ચાંહતો હતો. ફકત તેણીનાં સુખના સ્વચ્છ આકાશમાં એકજ નીરાશીની ન્હાની વાદળી હતી—તે તેણીનાં માતાપિતાની જુદાઇ હતી. તેણીએ તેઓ ઉપર ઘણી વેળા ઘણું કરગરીને લખ્યું હતું પણ તે બધાં પત્રો ઉખેડયા વનાજ તેની ઉપર પાછાં વાળવામાં આવ્યાં હતાં. એક વેળા તે પોતાનો ગમ ને દુઃખ ઘણી મુશ્કેલીથી સહન કરી શકી. તે લીનના

રસ્તાઓ પરથી ચાલી જતી હતી તેટલાં તેણીએ દૂરથી પોતાનાં પિતાને ચાલતો જોયો. તે માનીતો આકાર નિહાળી તેણીનું જીગર જોશથી ધડકવા લાગ્યું ! તેણીએ જોયું કે તે વ્હાલો ચ્હેરો ઘણી હદ સૂધીનો ફેરવાઇ ગયો હતો: તેણી તેની બાજુ ખસી જવા ગઇ પણ તે તુચ્છકારથી ફરી ગયો. તેને મળવા— જોવા તે સખ્ત નારાઝ હતો. બીજી મર્તબે ઍલનવૉટર નઝદીક તેણીએ પોતાની માતાને નિરખી. તેણીએ દુ:ખની ગુંગળાવતી એક બુમ મારી તેણીને બોલાવી પણ તેણીની માતા તેને માટે થોભી નહી. કદાપિ તે મીલર ત્યાં નઝદીકમાંજ હોય ! યા તો તેની કરડી ધમકીઓની અસર તેની ઉપર અતિ ઘણી થઇ હોય તેથી તેણી થોભી નહી ! પોતાની પુત્રીને મળવાની સ્વભાવિક તલ્ખ બડી મુશ્કેલીથીજ સમાવી તે ત્યાંથી ચાલતી થઇ.

એક વર્ષ વહી ગયું. લીઑંનું ગાડું ઠીક ગબડતું હતું. તેઓનાં સારાં નસીબે લીનના ગામડાંના રહીશોને પોતાનાં બચ્ચાંઓને ફ્રેંચ ભાષાથી માહેર કરવાનું ગોયા ઘેલું લાગ્યું હતું. જવાન કાઉન્ટને જોઇએ તે કરતાં વધુ ટયુશનો મળ્યાં હતાં જેની બરકતથી તે સુખી હતો.

"સૉલ્ડાનાના કોઇપણ નબીરા કરતાં હું જાસ્તી સુખી છુ !" તે કહેતો હતો, "અને વળી નસીબવંત બી, જો કે હું માહરા પૂજ્ય ન્યાગાનોની માફક બેતાજનો માલેક નથી કે તેઓની બાદશાહી મિલ્કતો મેં નઝરે જોઈ વટિક નથી, છતાં તું વ્હાલી મહાબુબની સ્વર્ગના પ્યારમાં હું અણહદ સુખી ને સંતોષી છું !"

તેણીએ બેહદ ખુશાલીથી તેનાં પ્યારા મુખડા ગમ જોયું. "તે બધી તમારી ખોટોની પુરવણી હું કરી શકું છું ?"

"બેશક !" તે ગંભીરાઇથી બોલ્યો. "ફ્રાંસનો શહેનશાહ કે દુનિયાનો સર્વથી માતબર પુરૂષ બનવા બદલ તને માહરી મહોરદાર તરીકે ધરાવી આ જીંદગીએ જીવવા ને મરવા હું હઝારોવાર રાજી છું !"

"શું એ ખરૂં છે, લીઑં ?" તેણી અપાર આનંદથી ઉભરાતાં પ્રેમાળ હ્રદયે બોલી.

"હા ! તદન ખરૂં !" તે ભાર મેલી બોલ્યો. "અગર હું [illegible] કુટુંબની જાગીરોનો માલેક બી હતે તો તું વ્હાલીને વરવા કાજે તે ત્યાગી દેતે !"

તે શબ્દો તે સ્પષ્ટ સમજાય એવા સાદે ભાર નાખીને બોલ્યો અને તેણીએ તેનું તેવીજ, ગંભીરાઇથી શ્રવણ કર્યું અને એક વખત પાછળથી એવો આવ્યો કે જ્યારે તેજ શબ્દો બંનેએ અતિ કડવાસ ને દુઃખ સમેટજ યાદ કર્યા !

## પ્રકરણ ૧૬.

ખરા પ્યારનો રોહ કદિ સીધો વહેતો નથી એમ કવિઓ ગાઇ ગયા છે પણ તે ન્હાના કૉટેજમાં વસ્તાં જોડાંને માટે તે કઠન ખોટું પુરવાર થયું હતું.

"મને હજી ઉમીદ છે, લીઆઁ ડીઅર," તે મધુરી મ્હોરદાર હસીને આશાવંત જીગરે બોલતી—"કે એક દિવસ માહરા પપા ડીયર માહરો વિયોગ ન સહન કરી શકી મને બોલાવતા ને પોતાના નેક આશીરવાદ વરસાવતા આવશે. ત્યારે હું આ પૃથ્વિ ઉપરની સર્વથી સુખી સ્રીમાં મને પોતાને ગણાવશ—ખરૂંની લીઆઁ?"

"હા!" લીઆએ હુંકારો પૂર્યોઃ તેને તે બાબતની ઝાઝી દરકાર કે કનવાર ન હતી. તે મીલર અવ્વલથી આખેર તુલીક તેની સાથ તુંદાઇ અને બિન દયાએ શું વર્ત્યો ન હતો? શું તેણે તે તેની બેટીને ચ્હાતો હતો તે જાણુતાંજ તેને અણુહદ ધિક્કારથી તુચ્છકાર્યો ન હતો? તે મીલર આવે યા ન આવે તેની તેને બીલકુલ પરવાહ ન હતી. તે અજબ થતો હતો કે તેની મહોરદાર કાંય એટલી તે માટે ટગર ને અટવટ કરતી હતી? જો ખરૂંજ કહયે તો તે મીલર કદી પોતાની પુત્રીને બોલાવતો નજ આવે તે તેને પસંદ હતું. મધુરી લીમા સ્રાવ ફકટ તેની એકલાનીજ હતી, અને જો તેણીને તેની અને તેણીનાં માતપિતાની વચ્ચે પોતાનો વખત કે હેત વ્હેંચવું પડે તો તે માટે તે અદેખો હતો.

ઘણીજ થોડી ઘટનાઓમાં તુરતનાં પરણેલાં જોડાંઓનું પ્રથમ સાલ અતિ સુખમાં નિર્ગમન થાય છે. લીમા તેવા ભાગ્યશાળીઓ માંહેલી એક

હતી અને ત્યાર કેડેના વર્ષો દરમ્યાન તે સુખ, તે આનંદ અને તે મોજ તે કદિ ભુલી શકી હતી નહી.

તે પોતાનાં વતન અને કુટુંબની તવારીખ તેની આગળ રસ લઈને અવાર નવાર કહેતો હતો. તેના બાપદાદાઓ કેવી જાહેજલાલી ભોગવી ગયા હતા—મોટાં ધાર્મિક યુધ્ધોમાં કેવી દેસાવર બહાદુરીથી મરણ્યા થઇ લડયા અને મર્યા હતા—પોતાના રાજા અને દેશને ખાતર કેવા ઉમદા જાતી ભોગો આપ્યા હતા—તેઓના તાબા તળેની પ્રજા તેઓ તરફ કેવાં મ્હોટાં માન ને ઇઝતથી જોતી હતી—બલકે તેઓને પોતાનાં પાલનહાર તરીકે પુજતી હતી—તેઓનાં શેરદિલ કાર્યોનાં કારણે અખિલ ફ્રાંસ તેઓ માટે કેવું મગરૂર હતું, ઇ૦ ઇ૦, તે પોતાની ઇંગ્લીશ પરણેતરને બહુ વિસ્તારથી અને સહરાધાતથી સમજાવતો હતો.

"અને હવે હું માહરાં વ્હાલા ફ્રાંસ દેશનાં એક વેળાના અતિ નામાંકિત ને માનવંત કુટુંબનો છેલ્લો નબીરો છું. માહરાં મૃત્યુ સાથ સૉલ્ડાનાનાં માન પામેલાં કીર્તિવંત ખાનદાનનો સૂર્ય અસ્ત પામશે. કદાપિ હમારા પૂજ્ય કુટુંબની તવારીખ લખાશે તો હું આવારાવતન કેવી જીંદગીએ જીવ્યો અને અંતે મૂવો તે બધું લખાશે."

"પણ તમે એ જીંદગીમા તો સુખી છો કેમકે હું તમારી કરીબ છું!" તેણીએ પોતાના નાઝુક કરો તેની ગરદન આસપાસ પ્યારથી વિંટાળી કહ્યું.

"તે ખરૂંજ છે, લીમા!" તેણે કબુલ્યું. "તમામ ફ્રાંસ દેશ કરતાં તને માહરી કરીબ રાખવાનું હું જાસ્તી પસંદ કરૂં છું!"

"લીઑ ડીઅર! શું તું પાછો ફ્રાંસ કદિ ન જશે?"

"હું કદિ ત્યાં ગયો નથી!" તેણે નિશ્વાસ નાખતાં કહ્યું. "માહરો જન્મ આ દેશમાંજ થયો હતો! નહી—મને ફ્રાંસ જવાની મૂતલક આશા નથી!"

"પણ તું છુપા વેશમાં તો જઇ શકે બી ને તેટલાં પકડાઇ જાય તો શું થાય?"

"મને પાછો મોકલી દે વા કૈદ કરે!" તે હસીને બોલ્યો. "શું કરે તે હું કહી શકતો નથી? મારા મમા ફ્રાંસમાં એક નહિ જણાયલી તેની એકાંત જગાએ રહે છે. માહરી ગરીબ પણ મગરૂર મા! તેણીનું જીગર મને મળવા ભેટવા માટે અતિ તલપી રહયું છે!——પણ તેમ થઈ

શકતું નથી: હું ફાંસ જઇ શકતો નથી કે તે ત્યાંથી આવી શકતી નથી !"

"તાહરાં મમા મગરૂર છે?" તેણીએ અજાયબીથી પ્રશ્ન કર્યો.

"આખી સૃષ્ટિ ઉપરની સર્વથી ગરીબ પણ સર્વથી મગરૂર સ્ત્રી માહરી મા છે! તેણી મને તો એક હક્ક-ડુબાગલો, ન્હાનો શાહજાદોજ ગણે છે અને પોતાને પદભ્રષ્ટ કરેલી રાણીજ માને છે!! એક માણસની વ્હાલામાં વ્હાલી ચીઝ એકાએક ગુમાઇ જાય તો તેની મગરૂરીને કેવો ધાટકી—જણુન ગઝબ ફટકો લાગે? માહરી માતાને તેમજ થયું છેઃ એક ઉમરાવઝાદી તે હોવી જોઇએ તે બદલ એક ફકીર જેવી રખડે છે! ખચીતજ જો એ ગમ તેણીને ન હોય તો તેણી સોસાયટીની એક અતિ કિમતી આભુષણ થઇ પડે!"

"શું ત્યારે હમણાં તેઓ તેવાં નથી?"

"નહી! તેઓ અતિ મગરૂર, અતિ કરડાં અને અતિ ગુમાખી છે!" તે બોલ્યો. ને તેના આ શબ્દોનો ખરો ખ્યાલ તેણીને વર્ષો બાદ આવ્યો અને ત્યારે તે અજબ થઇ કે તેણીએ તે વિષે અત્યાર ટક વિચાર કાં ન કર્યો હતો?

એક સાંકળની અંદર જેમ કડીઓ રહે છે અને એક કડી સાથ બીજી કડી અગત્યનો સંબંધ ધરાવે છે તેમ તેણીએ એ બધી કડીઓ એકેક પછી બંધબેસ્તી પાછળથી જોઇ કે જે અંતે એક બદબખ્ત સાંકળજ તેણી માટે પૂરવાર થઇ!

તે એક દિવસે મધ્યાન્હને સમયે પોતાના પતિના રૂમમાં ગઇ. તે હાથમાં કોઇના ચિત્ર સાથ બેઠો હતો. તે તેને બારીકીથી જોતો હતો અને તે ઉપર ગૌર કરતો હતો. તે એટલો તો મશગુલ હતો કે તેણી તેની નઝદીક આવી હતી તે પણ તે જોઈ શકયો નહી! આમ આ પ્રથમજ વેળા બન્યું હતું, નહી તો તે જ્યારેબી દુરથી આવતી દેખાતી કે તે હેતથી હસ્તો ને તેને મીઠા શબ્દોથી આવકાર દેતો હતો.

"એ શું છે, લીઓાં!" તેણીએ પુછયું.

તેણે તે ફોટો તેનાં હાથમાં મુકયો.

"એ કોણ છે તે તું જાણે છે?" તેણે સવાલ કર્યો.

"શહેનશાહ લુઈ નૅપોલ્યન !" તેણી બોલી. "એને નિર્ખીને તું શું કરે છે ?"

"હું એના ચ્હેરાનું બારીકીથી અવલોકન કરૂં છું, લીમા !"

"કારણ ?"

"હું શોધી કાઢવા માગું છું કે એ કેવી પ્રકૃતિનો ઇસમ છે ? એનામાં શું સદગુણો છે ! તું મને એ કામમાં મદદ કરી શકશે ?"

તેણીએ તે છબી ધારી ધારીને જોઇ. "એ એક અમીરી મુખડો છે." તેણી બોલી, "પણ વધારે કંઇ કળી શકાતું નથી! એ કેવો ગંભીર ને ઉદાસ દેખાય છે !"

"હા !" તેણે પોતાની મહોરદારને પોતાની બાજુમાં બેસાડી તે છબીનું જાસ્તી અવલોકન કરતાં કહયું. "એની આંખો—એના હોઠો બધો ઉદાસીનોજ ભાસ આપે છે ! મને લાગે છે, લીમાં, કે વિશ્વાસ મુકી શકાય એવો એ ચ્હેરો છે ! તે માયાળુ છે?" તેણે દમ રૂંધીને ઉપલો પ્રશ્ન કર્યો હોય એવી લીમાને ભ્રાંતિ થઇ.

"હા હું એમ ધારૂં છું !" તેણે કહયું "મને તો એ મુખડો ઘણો માયાળુ લાગે છે !"

થોડીક મિનિટ ચુપકાદી ફેલાઇ.

"લીમા!" તેણે ઓચિંતુ કહ્યું, "એના ચ્હેરા ઉપરથી તું એમ ધારી શકે છે કે એ કંઇ ભલું કે ઉદાર કાર્ય કરી શકશે?" લીમાએ પોતાના પતિના મુખડા ગમ જોયું. આ વેળા તેણીની ખાત્રી થઇ કે પ્રથમવાર તેણીને થયલી ભ્રાંતિ ભ્રાંતિ નહી પણ સત્ય વાત હતી. કારણકે આ વાર પણ તે અતિ ઘણી આતુરતાથી બોલ્યો અને તેણીના પ્રત્યુત્તરની કાગને ડોળે રાહ જોવા પડયો.

"હા!" તે બોલી, "એનો ચ્હેરો જોઇ હું કહી શકું છું કે તે ઘણાં ઉદાર હૃદયનો છે, પણ એ સવાલનું કારણ? એ વળી શું ધખારો તાહરાં ભેજામાં ભરાયો, લીઆઁ ?"

"ધખારો બાઝે વખ્ત માણુસ વશ કરી શકતું નથી!" તે બોલ્યો અને તે ચિત્ર તેણે એક કાગળમાં લપેટયું.

"એ ચિત્ર તું કયાંથી લાવ્યો?"

"અમારા વડા શિક્ષકનાં રૂમમાં હતું ત્યાંથી માગી લાવ્યો!" તેણે કહ્યું અને તે જવાબ સમજી લીમા વધતી અજબ થઇ.

"શું એના ચ્હેરાનુ અવલોકન કરવાના એકલાજ હેતુથી એ તું માગીને અત્રે લાવ્યો, લીઓ ?"

"હા!" તેણે કહ્યું, અને પછી તેણે વાત ફેરવી નાખી.

બીજી કડી બી તેણીની ખાનાખરાબીની સાંકળમાં પુનઃ પરોવાઇ. તે એક બપોર હતી કે જ્યારે તેના ભરથારેં તેણીને બહાર જવા ફરમાવી. તે તે દિવસે નિશાળેથી ધારા કરતાં વ્હેલો પાછો આવ્યો હતો અને તેણીને એક એવી ચીઝ લાવવાનો હુકમ કર્યો કે જે ગામડાંમાં જવા સિવાય લવાય એમ ન હતું. લીમા તે લાંબો ટપ્પો ચાલવા રાજી ન હતી એટલે તેણીએ એક નોકરને રવાના કર્યો અને તેણી પોતાના પતિ પાસે ગઇ. પણ તેણીને લાગ્યું કે તે તેણીને જોઇ નારાઝ થયો હતો.

"મેં તો ધાર્યું કે તુંજ જશે!" તેણે ધીમેથી કહયું.

"મને ચાલવાનો કંટાળો લાગ્યો." તેણીએ જવાબ દીધો. ત્યારે તેણે કંઈ બીજું લાવવા જણાવ્યું કે જે લાવતાં પણ થોડોક વખ્ત નીકળી જાય એવું હતું. તેણીએ અચરતીથી તેના ભણી જોયું. એમ તે એક ક્ષણ તેણીને વ્હીલી મુકતો ન હતો. તે ઓરડામાંથી બહાર જતી તો કયાં જતી હતી એમ કાળજીથી પૂછતો અને ઘણો ભાગ તેણીનું કામ પોતેજ ઉંચકી લઈ બજાવતો અને આજે તે એકલો પડવા કાં માંગતો હતો? તેણી દિલગીર જેવી ઉઠી, તેની ઇચ્છાને માન આપી તે રૂમમાંથી બહાર પડી અને પછી બહારજ બેસી રહી. તેણીએ મનમનાવ્યું કે વખ્ત ઘણો જવે તે તેણીને બોલાવશે–પણ તેમ બન્યું નહી; તે શું કરતો હશે ? શું આસાયશ લેતો હશે ? નહી: તે કદિ તેણી વિના નિરાંતે બેસતો ન હતો ! તેણી વિચારોથી બેચેન બની બાગમાં ફરવા ગઇ તથા કેટલો વખત તોડી પાડયો અને તેના બોલાવવાની કાગને ડોળે રાહ જોવા પડી. પણ તેનો અવાજ સંભળાયો નહી— અંતે તેણીજ તે રૂમ તરફ ગઈ—બારણું ધીમેથી ઉઘાડી અંદર ડોકાવ્યું: તે લખવામાં ખુબ તરેહથી મશગુલ હતોઃ તેનો ચ્હેરો રતાશવાળો અને આંખો ચળકતી હતી: તે એટલો તો ચકચુર હતો કે બારણું ઉઘડવાનો સંસારો કે અવાજ વટીક સમજ્યો ન હતો. તેની ટેબલપર તેણે ચીત્રી કાઢેલાં કાગળોના

શિસ્તો વેરવિખેર પડેલાં હતાં. તેણીએ બારણું પુનઃ બંધ કરી દીધું. થોડો વખત તેણીને દુન્યા સુની ને ખાલી લાગી. આ પહેલીજવાર તેણીને આમ તે ભુલી ગયો હતો!

## પ્રકરણ ૧૭.

એક બીજી કડી તે બદબખ્તીની મોટી સાંકળમાં તે પછી પરોવાઇ તે ઘણી નિર્જીવ પ્રકારની હતી કિંતુ પાછલી જીંદગીમાં વહી ગયલાં વર્ષોનો શાંતિથી વિચાર કરતાં તે તેણીને વધારે મહત્વની દીસી. તેઓ પરણ્યાં તેના પહેલવહેલાં વર્ષ દરમ્યાન તેણીના કે તેણીના પતિને નામનાં પત્રો ટપાલમાં જવલ્લેજ આવતાં હતાં. ટપાલચી તેઓના કોટેજ આગળથી દુરથીજ હસીને ટપલી ઝાડતો નિત્ય પસાર થતો હતો, પણ હવે પત્રો ઝાઝાં આવવા લાગ્યાં અને અજબ જેવું કે તે બધાં મોટો ભાગ ફ્રાંસથી આવતાં હતાં. કેટલાંક મ્હોટાં અને ભારી, કેટલાંક લાંબા બ્લુ પરબીડાંમાં સીલસાખ થયલાં તો વળી કેટલાંક ન્હાનાં નાજુક પરબીડાંમાં આવતાં હતાં.

એક ખુશનુમા સહવારે-સપ્ટેમ્બરની તે શરૂઆત હોવાથી બાગમાં ફુલો અતિ ખુશબહારમાં ખીલી રહયાં હતાં. લીમા તે હરખથી તોડતી અને વિણતી હતી તેટલાં પોસ્ટમૅન કૉટેજના દ્વારપર આવ્યો અને તેણીના હાથમાં આ પત્રો મેલ્યાં-બે મોહટાં ને ભારી હતાં જ્યારે બીજાં બે સાધારણ હતાં. તેણીએ ને ફુલો સમેત પોતાના ધણીના રૂમમાં લઇ જઈ તેને આપ્યાં. તેણે તે અતિ આતુરતાથી લીધાં અને તે કરતાં વધું ઉંડી જીજ્ઞાસાથી તે બધાં એકેક પછી વાંચ્યાં.

"તાહરાં બધાં પત્રો ફ્રેંચમાં આવે છે, લીઓ?" લીમાએ પૂછયું.

"હા! અને બધાં ફ્રાંસથીજ આવે છે," તે બોલ્યો. "તે તને પસંદ આવશે નહી કેમકે તે સર્વ એકજ અગત્યનાં કાર્યને લગતાં છે!"

"હું તો ધારતી હતી કે તમને હવે ફ્રાંસ સાથે કશો સંબંધજ ન હશે!' તેણીએ કહયું. તે શબ્દો અનાયાસેજ તેણીનાં મુખમાંથી ધસી પડયા.

"મને એમ લાગે છે ડીઅર કે તું માહરાં ખુબસુરત ફ્રાંસની અદેખી બનેલી છે!" તે બોલ્યો.

"તાહરો એક બી વિચાર માહરાથી દુર એવી કોઇ બાબતમાં પરોવાયલો રહે તો તે માટે હું અદેખી પડું!" તેણી બોલી. "અને મને લાગે છે કે આજ કાલ ફ્રાંસ તાહરા ઘણા ખ્યાલો આકર્ષી બેઠું છે!"

"એક પણ એવો નહીં કે જે તાહરા જેટલું આકર્ષણ ધરાવતો હોય!" તેણે કહયું. પણ તેની તે દિલાવર ખાત્રી છતાં તેણીએ તેથી ઉલટુંજ જોયું. હવે તે ફરવા પણ એકલોજ વિચારોમાંજ નિમગ્ન બનેલો નીકળી પડતો હતો. તેણી સાથ ફરવા જવાને વખનેજ પોતાના ઓરડામાં ભરાઇ બેસી લખલખ કર્યા કરતો હતો. જો કે તે આમ કરતો હતો છતાં તેણી તરફ તો અસલ જેટલોજ અતિ માયાળુ અને પ્રેમાલ હતો. તેણી ગુંચવાતી હતી—તેણીને લાગતું હતું કે તેની અને તેણી વચ્ચે એક આણદિઠ પણ મજબુત પ્રકારનો પડછાયો ઉતરનો હતો--કાંય, તે તેણી કહીં કે કલ્પી શકે એમ ન હતું? તેણીને લાગતું હતું કે બનેના વિચારોના રોહ ભિન્ન ભિન્ન દિશાએ વહન લેતા હતા-તેમ કાં થવું જોઇએ તે તેણીની સમજમાં ઉતરતું ન હતું. તે હવે હંમેશાં ખ્યાલોમાં મશગુલ માલૂમ પડતો હતો. તે કે જે એક વખ્ત સ્કુલેથી આવતાં અતિ ઝડપથી બાગમાંથી ચાલી આવી તેણીને ભચડી કચડીને ફીસી કોટી કરી વ્હાલ કરતો હતો તે હવે ધીમે કદમે આવતો હતો, અને તેણીની હાઝરી કે ગેરહાઝરીની ફિકર કે પૂછપરછ કર્યા વગર પોતાના રૂમમાં જઇ બેસતો ને લખવા મંડી જતો. તેણીએ તેને હરકત નહી કરવામાં—તેના ખ્યાલોમાં હરકત ન પહોંચાડવામાં ડહાપણ માન્યું-અને તે મુજબ તેણી વર્તી. તેણી એમ પોતાના મનને મનાવતી હતી કે તેને ન છુટકે એમ ગૌર કરવો ને લખવું પડતું હશે. તેનો ધંધો તેને તેવી ફર્જ પાડતો હશે અને એક ભલી ધણયાણી તરીકે તેણીની ફર્જ હતી કે તેને તેની પવિત્ર ફર્જની બજાવણીમાંથી રોકવો નહી.

એમ શિઆળો આવ્યો અને જો કે તેણીનો ચ્હેરો અસલ જેટલો તેજ ન મારતો હતો, છતાં તેણી સુખી તો હતીજ. ઠંડો પવન સુસ્વાટાભર ફુંકી રહયો હતો—જ્યાં ત્યાં બર્ફ બધાઇ જતું હતું અને દેખાવ ઉન્હાળાની તાઝગી જેટલો તો નહીજ તો બી મઝાનો ઠંડો ખુશનુમાં

દિસ્તો હતો. શિઆળા સાથ નાતાલના તહેવારો ધમધમ કરતા આવી લાગ્યા અને તે વખતે લીઑાંડ સૅાલ્ડાનાને છૂટી મળી.

"લીમા!" તેણે એક સહવારે પૂછયું, "આ રજાના દિવશે ગુજારવા તું કોઇ અન્ય સ્થળે જવા માગે છે?"

"નહી! મને ઘર જેટલી બીજી કોઇ જગ્યા પ્યારી નથી!"

"તને ચેન્જપર જવા'નથી ગમતું?" તે બોલ્યો, "મને તો અતિ ગમે છે!"

"ચેન્જ માહરી અને તમારીથી!" તેણી બોલીઃ "લીઑા! તું મજાક કરે છે!"

તે અર્ધી બેદરકારી અને અર્ધા બેચેનીથી હસ્યો.

"હું મજાક નથી કરતો! મને તો ચેન્જ પસંદ છે!"

તેણી આતુરતાથી વચ્ચે પડી. "એમ ના કહે! મને ચેન્જ પસંદ નથી! જુવો ઑલનવૉટર અત્યારે કેવું ખુશનુમાં છે!"

"તો બી મને ચેન્જ પસંદ છે! જગા ને હવાનો ફેરફાર મનુષ્યની તંદોરસ્તી માટે જરૂરી છે!" લીઑાંએ કહયું.

"તે હશે-પણ ક્રીસ્ટમસ ઉપરજ કાંય? નાતાલ ઘરના તહેવારો ગણાય છે ત્યારેજ કાંય આપણે ઘરથી બહાર નીકળ્યે?"

"—કેમકે મને એક આખા માસની રજા છે!" તેણે કહયું.

પણ તેણીનું મન માન્યું નહી. તે શકીલી બની હતીઃ તેનો ભરથાર તેણીને કંઈ કહેતાં અચકાતો, ડરતો કે છુપાવતો હતો એવો તેણીને મનોગત ભય હતો. એક દિવસે તે ઘણી ઘણીયાણી વાતો કરતાં બેઠાં હતાં એટલાં લીઑાંએ એકાએક પુછયુંઃ "લીમા! આ દુનિયામાં સર્વથી મોટું દુઃખ તું શું ધારે છે?"

"સર્વથી મોટું અને જબરૂં?" તેણીએ પુછયું.

"હા—ઘણુંજ દુઃખ દેનારૂં!"

"આપણે જે માણસને ચાહતાં હોઇએ તે માણસ આપણા પ્યાર માટે નાલાયક નિવડે તે!" તેણીએ કહયું.

"તું કહે છે તે ખરૂં છે!" તે બોલ્યો "પણ તું શું એમ ધારે છે કે લોકો જેને ચાહે છે તે લાયક યા નાલાયક છે તે શોધી કાઢી શકે છે! પ્યાર આંધળો છે અને તેથી જેમાં તેનું મન પરોવાયલું હોય છે તેની ખામીઓ તે કેમે કરી જોઇ શકતો નથી!"

"નહી! વાસ્તવિક તેમ નથી! પ્યાર દરેક ખામી પ્રગટ જોઇ શકે છે!" તેણીએ ધીમેથી કહયું "પણ છતાં બી તે પ્યાર જારીજ રહે છે! લીઓ, હું તાહરામાં એકથી અનેક દુર્ગુણો જોવું તો બી તે બધા દુર્ગુણો છતાં બી તને ચાહું છું તેમજ ચાહતી રહું!"

તેણે હસીને પોતાની રૂપસુંદર મોહરદારના મુખડા ગમ જોયું.

"તું માહરો એક અપરાધ તો બી ન માફ કરે એમ હું માનું છું?"

"તે શું?"

"હું તાહરાં કરતાં વધારે ખુબસુરત કોઇ પ્રેમદા સાથ પ્યારમાં પડું તે?"

"બચીતજ! રે તે હું કદિ કદિ સાંખી કે માફ કરી ન શકું!" તેણીએ જવાબ દીધો, "પણ તેમ તું કદિ કરશે નહી, લીઓ!"

"બચીતજ નહી, માહરી મધુરી!" તેણે તેણીનો ચ્હેરો હરખથી ચુમતાં કહયું "લીમા! તે બનવા કાળ નથી: બનશેજ નહી. પણ તકરારને ખાતર સમજ કે હું તાહરી તરફ બેદરકાર બનું—કોઇ અન્યમાં માહરૂં ચિત્ત ચોરાય તો તે ઘટનામાં તું શું કરે?"

"તો તો હું મરીજ જાવું, લીઓ!" તેણીએ ગંભીરાઇથી કહયું

"પણ માગ્યું મોહત કંઇ આવતું નથી!"

"મોહતના પધારવાની રાહ જોવાની જરૂરજ શું છે? હું તો તે માટે તે ઘટનામાં ખોટી થઇ શકુંજ નહી! હું પોતેજ તેને મળવા ધસી જાવું! પણ એવું કદિ બનશેજ નહી, ખરૂંની, લીઓ?"

"હા—માહરી મધુરી!" તે બોલ્યો અને તે દરેક શબ્દો તે એવાં કે એ ક્રિસમનાં બોલનો હતો તેનું શ્રવણ તે અતિ સંભાળથી કરતી હતી અને તે બોલ તેણીનાં હ્રદયમાં કોતરીનેજ સમાવી રાખતી હતી તેણીને તે બધો સમય દરમ્યાને એમ ખ્યાલ કુદરતી થતો કે તે કંઇ કહેવા માંગતો

હતો પણ ડરતો કે અચકાતો હતો. એક બે વેળા 'લીમા' માત્ર એટલોજ શબ્દ બોલી તે ચુપ થઇ જતો—વિચારમાં નિમગ્ન બની જતો અને તેણી ચાંપીને પૂછતી તો કંઇ ઉડાવનારી વાતો કરવા પડી જતો. અંતે તેણીથી તે સાંખી શકાયું નહી.

"લીઓં ! મને લાગે છે કે તું કંઇ કહેવા માગે છે : અને તુંને તે કહેવા ગમતું નથી કે તે કહેતાં તું ડરે છે ?" લીમાં બોલી. તે સમજતાં તે ચોંક્યો.

"લીમા ! તું જાદુગરણી છે ! તેં તે કેમ જાણ્યું ?" તે બોલ્યો, અને પછી મૌન ધારી બેઠો.

"મેં કેમ જાણ્યું ? એમાં અજાયબી જેવું કંઈ નથી ! મને કહે-તું મને શું કહેતાં એટલો અચકાય છે ?"

"મને તે કહેવા ગમતું નથી ! દિવસો થયાં આજે કહું-કાલે કહું એમ હું કર્યા કરૂં છું. તે જાણી તને દુઃખ થશે !"

"તે શું છે ?" લીમાએ ધ્રુજતા સાદે કહયું. "મને એ સમજી વધતો ડર લાગે છે."

"બીજીવનું કંઇ નથી. માહરી વ્હાલી ! આપણે લગ્ન પછી છુટાં પડયાં નથી, સમય એવો આવ્યો છે કે આપણને કદાપિ તેમ કરવું પડશે ! ફરજ તેમ કરવાની જરૂર ઉભી કરે છેઃ લીમા, મને નાતાલ ટાંકણે ફ્રાંસ જવાનું થશે !"

"ફ્રાંસ !" તેણી રીકી ફચ મારો ગઇ. "પણ તું મને સાથે લઇ જશેની ? તું એકલો તો નહી જશેની ?"

"કમનસીબે બીજો ઇલાજ નથી !" તે બોલ્યો. "હું તને સાથે લઇ જવા અતિ આતુર છું પણ તેમ બની શકે નહી. મને પણ ખુફ્યા વેશમાં જવું પડશે તેથી હું તને લઇ જઇ શકું એમ નથી !"

"પણ તું કાં જાય છે?" તેણી દુઃખ ને બીહીકથી બીહીયેલી બોલી. "તુ શું કામ જાય છે ?"

"મને ત્યાં ચોકસ મહત્વનું કામ બજાવવાનું છે કે જે હું હાલને તબકકે ખુલાસાવાર કહી શકતો નથી ! તે પુર્ણું થયા પછી હું તને તે વિષે કહીશ. અત્યારે તું તે સમજી શકશે નહી."

તેણી તેની નઝદીક ગુડણે પડી. તેને ન જવા વિનવવા પડી. તેનો નિશ્ચય જાણુતાંજ તે કોમળાંગી દુઃખથી થરથરી ગઈ.

"માહરા વ્હાલા!" તેણી આંખમાં આંસુઓ સાથ મહા ખેદથી બોલી. "મને એવી ભ્રાંતિ થાય છે કે એ મુસાફરી આપણે વાસ્તે અતિ આફતરૂપ નિવડશે, માટે તું ન જા!"

"માહરે જવુંજ જોઇએ!" તે મક્કમતાથી બોલ્યો. "બીજો કોઈજ ચારો નથી.'

## પ્રકરણ ૧૮.

વીસમી ડીસેમ્બર આવી પુગી—તે દિવસ જે લીમાની જીંદગીમાં હંમેશ માટે યાદગાર રહી જનાર હતો—તે દિવસ કે જ્યારે બે વર્ષની પરણી જીંદગી પછી પ્રથમ વેળાજ તે ધણી ધણીઆણી વચ્ચે વિયોગ થનાર હતો. તેણે ફ્રાંસ જવાનો પોતાનો મનસુબો જાહેર કર્યો હતો ત્યારથી લીમા બેચેન બની ગઇ હતી. તેણીનું હૃદય ઘવાયું હતું: તેણીને કુદ્રતી ધ્રાસ્કો બેઠો હતો. તે ગયા પછી તે શું કરશેનો વિચાર તેણીને બેબાકળી કરી મેલ્તો હતો. તેણી શું કરશે? તેણીનું શું થશે? તેણી કલાકો કેમ વિટાડશે? તેણી કે જે તેને માટેજ જીવી હતી તે તેના વિના કેમ વખ્ત બશર કરશેઃ—બસ એ અને એવાજ ગમના ખ્યાલો તેના જવાનો દિન આવ્યો ત્યાં ટક તે કરતી રહી.

તે એક ટંડો ખુશનુંમાં દિવસ હતો. બર્ફ સખ્ત બંધાઇ ગયું હતું. ઍલનવૉટર પણ બર્ફથી બંધાઇ ગઇ હતી! સર્વત્ર બર્ફ નઝરે આવતું હતું. તે દેખાવ પણ એક રીતે અલૌકિક ને આનંદી હતો! પણ તે જવાન પરણેતરના જીગરમાં તેની કશી અસર થતી ન હતી. તેણીએ તેને તરછોડી ન જવા ઘણા કાલાવાલા કર્યા હતા પણ તે સર્વ વ્યર્થ પુરવાર થયા.

"હું તો તમને તજી કદિ ન જાવું—પછી ભલે મને કોઇ સ્પેનની રાણી બી બનાવવા માગે!" તેણીએ તેને વિનવ્યો.

"મને કોઇ ફ્રાંસનો શહેનશાહ કરનાર નથી, લીમા!" તે હસીને બોલ્યો. "અતિ જરૂરી કામ વગર હું કદિ નજ જાઉં."

"શા માટે તમે સિધાવો છો તે બી જો તમે મને કહો તો મને કેટલી નીરાંત મળે!"

"હું પાછો આવ્યા પછી તે બધું તને જરૂર કહીશ વ્હાલી!" તે બોલ્યો. તે સમજી શક્યો નહી કે તેની પરણેતરને તે જતો હતો તે માટે એટલું બધું દુઃખ કાં થતું હતું? "હું જલ્દી પાછો ફરીશ! થોડાંજ અઠવા-ડયાંમા હું આવીશ."

તેણીએ તેની આજ્ઞાથી તેના સામાનની ટ્રંક ભરી. તેણે લખતાં જોયું કે તેનો સામાન ગોઠવતાં તે નવધાર રડતી હતી. તેની દરેક ચીઝોને અતિ પ્રેમથી ચુંબન લઇ તે ટ્રંકમાં સીંચતી હતી અને ત્યારે તે ભરથારને તેની પરણેતર તેના ઉપર કેવા ઉંડા પ્યારથી ફુરબાન હતી તેનું કંઇ ભાન આવ્યું!

તેના જતી વખ્તે એકથી અનેક વખ્ત તે જુવાન માહરુએ તેને કંઠે વળગી તેને ચુમીઓથી ભરી મેલ્યો અને હજી બી ન જવા તેને વિનવ્યો. તે બધું તે ભરથારની સ્મરણશકિતમાં સાબુત નોંધાઇ ગયું. તેણીએ તે સહવારે કંઇ ખાધું પણ નહી—ઘણી તજુમલથી તેણીએ કૉફી અને ટોસ્ટ તૈયાર કર્યો પણ તે એક કગરસ ખાઇ કે એક ઘુંટડો કૉફીનો પી શકી નહી.

"લીઓં! હું તાહરી સાથ સ્ટેશન સુધી આવું?" તેણીએ પુછ્યું.

"ઓ બચીત!" તે બોલ્યો. "તને ગમે તો જરૂર આવ!"

"મને ગમે છે! હું અહીં તને 'ગુડબાઇ' ઇચ્છી શકતી નથી કેમકે અત્રે આપણે અતિ આનંદમાં રહયાં છીએ. હું 'ફેર-વૅલ' અત્રે નહી પણ કોઇ અન્ય સ્થળે તેને ઇચ્છવા ઇચ્છું છું! તાહરા ગયા પછી મને આ જગ્યા હંમેશ ન સતાવે કે આ જગ્યા-આ રૂમમાં તેં મને ફેર-વૅલ કરી હતી. છેલ્લી કીસ અને સલામ ભરી લીધી હતી! હું તને સ્ટેશન ઉપર ગુડબાઇ ઇચ્છીશ, અને તે તું પાછો આવશે ત્યાં ટક કદિ પાછું ન જોવશ! તું જ્યારે જશે ત્યારે તું હમણા બેઠો છે તે ખુરસી ઉપર હું અવારનવાર નઝર નાખશ ને માહરા મનશે બધું હમણા આપણાં વચ્ચે થયલું હું

યાદ કરી લેવશ!" તેણી આંખમાં આંસુ સહિત બોલી! "મને અત્રેજ કીસી કર-તે મ્હારે માટે એક સુખી સ્મરણું સિદ્ધ થશે! હું મનથી સધ્યારો લેવશ કે તેં મને કીસ કરી સદા મને ચાહવાનું પ્યારૂં વચન આપ્યું હતું!"

"ખચીતજ માહરી વ્હાલી!" તે બોલ્યો અને તેણે તેણીને પ્રેમથી એક બકી કરી, પણ તે બકી કરતાં પણ તેણે ધડયળ ઉપર નઝર કરી કે રખે તે ટાઇમ ચુકે!

"ઓ લીઓ! મરવું પણ એ કરતાં બદતર ન હશે!" તેણી તેની સાથ જવા ઉઠતાં બોલી "હું અહીં પાછી એકલી આવશ-આ એકલાં ઘેરમાં એકલી રહેવશ-ઓ! મને તે વેળા શું લાગણી થશે તે તું કયાંથી કલ્પી શકશે?"

"તે થોડા સમયને માટેજ છે, માહરી વ્હાલી!" તેણે કહ્યું. તેણીને પસવારતાં ને સમજાવતાં તેનો હાથ અને સાદ—તેનું કલ્પાંત જોઇ ધુજતો હતો!

તેણી પોતાનાં પતિને સ્ટેશન ઉપરથી વળાવી જ્યારે પાછી ફરી ત્યારે તેણીનો અવતારજ જોયા ફેરવાઇ ગયો હતો. તેણીને ઓળખવાનું કાર્ય પણ તેણીથી પરિચત માણસોને પણ કઠણ પડે એટલો બધો ફર્ક તેણીમાં થઇ ગયો. તે સારો દિવસ તેણીએ રડીનેજ પસાર કર્યો. તેણીએ અનનો એક દાણો વટિક મોંહ પર મુકયો નહીં કે પાણીનો એક ધુંટડો વટીક પીધો નહી. બધું તેણીને અકારૂં ઝેર જેવું કારી થઇ પડયું. અરે! આ ઘડીએ જો તેની વ્હાલી માતા તેણીની બોર્દુમાં હતે તો તેણીની દયા અને દિલસોઝી તેણી કેવી ને કેટલી મેળવતે? તે વ્હાલી છાતી ઉપર દુ:ખથી ઝુમી પડતું પોતાનું સર નાખી પોતાનાં દીલનો ગમ તેણી કેટલી હદે કમ કરી શકતે! પણ તેમ કયાં હતું? આ સારી દુન્યામાં તેના ધણી સિવાય તેનું દાદખાહ બીજું કોણ હતું? અને તે એકનો એક ગમ ગોસાર ગયો હતો એટલે તેણીને જાસ્તીજ સંતાપ ને ગમ ઉપજ્યો. તેણી તે પ્રથમ દિવસ કદિ કદિ ભુલી નહી.

"જો બધા આવાજ દિવસો તેની ગેરહાઝરી દરમ્યાનના જશે તો તે આવશે ત્યાં ટક હું જીવતી રહેવાની નથી!" તેણી તે રાતે બીછાણે જતી વેળા દુ:ખથી રડી દેતાં બબડી.

* * *

લીઑાં ડ સૅાલ્ડાનાના ફ્રાંસ ભણીના પ્રયાણની ખબર લીમાની માને તુરત મળી ગઇ. તેણીએ તે ખબર પોતાના પતિને તે બપોરે જમવા પાછો આવ્યો ત્યારે કહેવાની કોશેશ કરી.

"તમે આજે કંઇ નવી ખબર સમજી કે ?" તેણીએ પુછ્યું.

"નહી!" તે બોલ્યો.

"મેં સમજી છે!" તે ધ્રુજતાં બોલી, પણ તે શું હતી તે જાણવાની જીજ્ઞાસા જૉન ડરવન્ટે બતાવી નહી. "મેં એક ખબર સમજી છે, જૉન," તેણીએ જાસ્તી ધ્રુજી જતાં જીગરે કહયું. તે સમજવા ચાહતો ન હતો મગર તે ખબર તો તેણી તેને કહેવા માગતી હતી ? "તે સમજીને હું બીહી ગઇ છું !"

તો બી તે કંઇ બોલ્યો નહી ! તે બાબત શું હતી તે જાણવાની આતુરતા તેણે મુતલક બતાવી નહી પણ પોતાની બાયડીના અસાધારણ ગભરાટ ઉપરથી તે કંઇ ભય જેવું કળી ગયો.

"હું સવારે ગામમાં ગઇ હતી !" તેણીએ ધ્રુજતે સાદે કહયું: "સમજીને માહરી ઉપર ગુસ્સે ન થતા ! હું શા માટે તે કહેતાં એટલી બીહું છું તે હું સમજી શકતી નથી. તે હું તમને કહેવાજ માગું છું. પછી તે સમજી તમો મને મારી પણ કાં ન નાખો ?"

"તને કોઇ મારી નાખતું નથી !" તે બોલ્યો.

"મેં સમજ્યું કે પેલો જવાન ફ્રેંચમેન ગયો છે—ફ્રાંસ ગયો છે અને તેણી——" લીમાનું નામ તેણી દઇ શકી નહી "—એકલી પડી છે—તમામ એકલી, વ્હાલા જોન !" તેણીએ પોતાના ધ્રુજતા કરો તેનાં ખભાં પર મુકી કહયું "અને તે સમજી માહરૂં જીગર સખ્ત ઘવાયું છે ! તેણીને મળવા મને અસહય તલ્બ થાય છે—જાણે કોઇ માહરાં હૃદયને તાણી જતું હોય તેમ તે તણાઇ જાય છે! જોન ! વ્હાલા જોન ! મને જવા દેવ ! માહરી જીગરની જોતને મળવા દેવ ! લોક કહે છે કે સે તહેવાર ગુઝારવા ગયો છે ! ક્રીસ્ટમસ પછી તે પાછો આવનાર છે—પણ મને ચેન પડતું નથી ! એક જણે તેણીને રસ્તામાં જોઈ તે કહે છે કે તેણીનો ચ્હેરો અતિ ઉદાસ ને રડમસ હતો ! મને જવાની રજા આપો, જોન ! હુ તમને

ગુસ્સે કરવા કે પજવવા ચાહતી નથી, પણ તે આખર કરેને માહરૂં બચ્ચું છે--મને તેનું લાગે છે!"

"હું તાહરી સાથ ગુસ્સે નથી! તું ઓરત જાત છે અને તેથી સ્વભાવિક નરમ લાગણીવાળી છે!—એક મિનિટ થોભ!" તે એટલું બોલી ઉઠયો અને પેલી મોટી બાઇબલ અભરાઇ ઉપરથી લઈ આવી તે ખોલી તેની સન્મુખ ધરી-"આ વાંચ!"

તેણીએ વાંચ્યું.

"લીમા ડરવન્ટ: જનમ મે, ૧૮: મરણ આગસ્ટ, ૨૨!"

"તે મરણ શબ્દ જોયો?" તે બોલ્યો. "મરેલાંને આપણ કેમ મળી શકયે? એ માહરો જવાબ છે!"

તેણી ધસાંધસ રડી પડી અને તેને ખુબ આજીજીઓથી વિનવ્યો.

"માહરો જવાબ તને મળી ચુકો છે!" તે કરડાઇથી બોલ્યો "અને તેની ઉપરવારી થઇ તું જવા માંગતી હોય તો જા! પણ ફરી માહરાં મકાનમાં પગ મેલતી ના!"

"ઓ ખુદા! તમે એટલા પત્થરનાં હૈડાનાં કેમ બની ગયા?" તે ભારે કલાપિત કરતી બોલી, પણ તેણીની જાસ્તી મિનતઝારી સમજવા તે ત્યાં થોભ્યો નહી!

———:(०):———

## પ્રકરણ ૧૯.

---

વરસાયલના બાદશાહી મહેલના એક ઉત્તમ કિસમથી આરાસ્તા કીધેલાં એક આલીશાન અયવાનમાં તે ઝમાનાની સર્વથી ખુબસુરત અને સર્વથી બહોળો વગવસિલો અને લાગવગ ધરાવનારી નામાંકિત બાનુ એકલી બેઠી હતી કે જેણીની જીંદગી જો કે તે એક તાજદાર હોવા છતાં દુઃખ અને હાદેસાઓમાંથી કોઇ પણ રીતે બાકાત કમનસીબે વિટી નહોતી, ઘણાજ દલગીરી ભર્યા બનાવો તેણીની જીંદગીના બાબમાં બનેલા હતા.

તેણીના ગમ અને દુઃખમાં તેણીથી પરિચિત દરેક જણની ખરાં અંતઃકરણની દિલસોઝી હતી. તેણી ફ્રાંસ દેશની શહેનશાહબાનુ યુજીની હતી.

તેણીની ખુબસુરતી જે વેળાએ આપણે તેણીના બાદશાહી અયવાનમાં ડોકાવ્યે છીએ ત્યારે પુર બહારમાં ખીલી નીકળેલી હતી અને તેણી એક એવા નામાંકિત ધણીની મ્હોરદાર હતી કે જેની સમક્ષ આખું યુરપ સર નમાવતું હતું! ફ્રાંસ દેશની ખુશાલ પણ બહાદુર પ્રજાની શહેનશાહબાનુની માનવંત પદ્દિ તે ધરાવતી હતી અને દરેક જણ તેણીને ઓળખતું હોય યા ન હોય તે પણ તેણી માટે માન ધરાવતું અને મગરૂર હતું.

તેણીનો ખુબસુરત ચ્હેરો શોકગ્રસ્ત હતો! તેણીની આંખોમાં ગમી જોઈ લેવાતી હતી. શું તેણીને આવતાં દુઃખોની એ કંઈ ગેબી બશારત થતી હતી? આ બાદશાહી ભુવન છોડી દેશવટો અને દળિદ્રતા સહેવવાની તેણીની ભાવિ સરતજતનો શું એ છુપો એશારો હતો? તેણીના બાદશાહી પતિના હાથમાંથી રાજદંડ છિણવી લઇ તેના પદભ્રષ્ટ થવાની ભવિષ્યની સરજતનો અને તેણીના બહાદુર બેટાની પ્રદેશ મધ્યેની કતલનો તેણીને અર્થસુચક પૈગામ તો મળતો ન• હતો? તેણીની ભાવિ આપત્તિઓનાં કશાં ચિન્હો હાલ નઝરે આવતાં ન હતાં. તેણીના સુખનું આકાશ હાલને તબક્કે તો સ્વચ્છ હતું. અમોએ ઉપર કહ્યું તેમ તેણી એકલી હતી તેટલાં એક દાસી તે રૂમમાં દાખલ થઇ અને તેણીને ખબર આપી કે જે ઔરતની મૂલાકાત લેવાની તેણીએ કબુલાત આપી હતી તે તેણીની હઝુરમાં આવવા બહાર ખોટી થતી હતી. તેણીએ તેને અંદર લાવવાનો હુકમ કર્યો અને થોડા સમયમાં એક ઉંચી તીરવંત દેખાવની, શોકના સિઆહ વસ્ત્રોમાં સજ્જ થયલી, મગરૂર પણ આકર્ષણ ધરાવનાર મુખડાવાળી એક બાઇ ત્યાં દાખલ થઇ. તેણી તે ખુબસુરત શહેનશાહબાનુને અતિ માનથી નમી ઉભી.

"તમો માડામ ડ સૅાલ્ડાના છો?" તેણીએ નમ્ર આવાઝે પૂછયું.

"હા નામદાર! હુંજ તે અતિ દુઃખી–અતિ હેરાન થયલી–અતિ કમનસીબ ઓરત છું!" માડામે જવાબ કર્યો.

"તમે એમ ધારો છો કે હું તમને કશી મદદ કરી શકીશ?" યુજીનીએ પૂછ્યું: "તે કેમ–કેવી રીતે? મને કહેશો?"

"તમો નામવર શહેન્શાહબાનુ મને ઘણા પ્રકારની સાંત્વના આપી શકો એમ છો!" તેણીએ કરગરતા આવાજે કહ્યું. "તમો નામવરની રજાથી તે કેમ બને તે હું તમોને સમજાવીશ."

યુજીનીએ ડોકાંના લહેકાથી તેનાં બોલવાનો સ્વિકાર કર્યો.

"તમે જે કહેવા માંગો છો તે સમજવા હું ખુશી છું!" તેણી માયાથી બોલી.

માડામ ડ સૅાલ્ડાનાએ પોતાની કહાણી વિસ્તારથી તેણીને રડમસ સાદે કહી સમજાવી. પ્રથમમાં તેણીના કુટુંબ સાથ શહેન્શાહ તરફથી ચલાવવામાં આવેલી ગેરવર્તણુકનું સ્મરણ થતાં તેણી ઉશ્કેરાયલા સાદે બોલી. પણ પછી ધીમે ધીમે તે સાદ ઘણો કરૂણોત્પાદક બનતો રહ્યો. ઘણા જુસ્સાદાર અને દિલ ઉશ્કેરનારા શબ્દોમા તેણીએ પોતાની કથા તેણીને કહી સમજાવી. સૅાલ્ડાનાના વારસો કેવા હતા–કેવાં મહાન કામો તેઓ દેશ ને રાજા ખાતર અંગત ભારી ભોગે બજાવી ગયા હતા–તેઓની હિમ્મત–બહાદુરી–ઇઝઝત કેવી મ્હોટી હતી: તેઓની દૌલત–માલમિલ્કત કેટલી બીસ્યાર ને જબરી હતી: અને તે બધું છોડાવી દઇ તેઓની આગળી મહેનત–રંજ–ભોગ–દેશ સેવા બધું બેપરવાઇ અને નગુણાપણાથી વિસારી દઇને તેઓને આવારાવત્ન કરી દેવામાં આવ્યા હતા: ફ્રાંસમાં વ્યાપી રહેલી અંધાધુંધીમાં સેંકડો અમીર કુટુંબોને દેશવટો આપવામાં આવ્યો હતો.–કાંય? તેને આ વાર્તા સાથે કંઇ સંબંધ ન હોવાથી તે બધું અત્રે ઉતારી લેવાની ઝરૂર અમે જોતા નથી–તેઓમાં સૅાલ્ડાનાનું કુટુંબ પણ હતું. તેઓને તિરસ્કારપૂર્વક દેશમાંથી હાંકી મૂકવામાં આવ્યા હતા. તેઓની માલમિલકતો, ખેતાબ, ઝપ્ત કરી લેવામાં આવ્યાં અને તેઓ પરાયા મૂલ્કમાં અમીરના ફકીર થઇને રવેડતાં થયાં. માડામ ડ સૅાલ્ડાનાએ તે બધુ વિસ્તારથી અને અસર કરે એવી રીતે યુજીનીને કહી સમજાવ્યું. તેઓએ ઇંગ્લંડમાં કેવી દળિદ્રતામાં ઝીંદગી બશર કીધી હતી તેનું ઘણું દિલ ઉશ્કેરનારૂં બ્યાન તેણીએ કર્યું અને પછી પોતે પોતા સામે બંધી હોવા છતાં તે ખુફ્યા વેશમાં પોતાનાં વ્હાલાં વત્નમાં આવી ત્યાંજ તે મરવા માંગતી હતી: તેણીનો

બેટા—એક ઉમરાવનો ખરેખર તો નબીરો ઇંગ્લાંડમાં એક શિક્ષક તરીકે નોકરી કરી પોતાનું ઉદરપોષણુ કરતો હતો કે જે ખુબસુરત, ચાલાક અને બહાદૂર હતો–પોતાના રાજા અને દેશ માટે માન અને મગરૂરી ધરાવતો હતો–પોતાના દેશની સેવામાં કમર કસવા ખડે પગે તૈયાર હતો–જે બધું તે માતાએ બહુંજ ચાલાકીથી તે શહેન્શાહબાનુને કહી સમજાવ્યું. છેવટે કહેવું પુરૂં થતાં તે અગાધ ગમથી રડી પડી. આંસુઓનો ધોધ બેઅટકાવ તેણીની ચશ્મોમાંથી નીકળી પડયો !

"હું તમારે માટે શું કરી શકું એમ છે, માડામ ડ સૉલ્ડાના?" યુજીનીએ નરમાશથી પ્રશ્ન કર્યો.

"તમે ઘણું કરી શકશો–બધું કરી શકશો !" તેણીએ જવાબમાં કાલા-વાલાથી કહ્યું. "એ એક જાહેર વાત છે કે માહરા લીઑંના બપાવાને જ્યારે અત્રેથી હાંકી મેળવામાં આવ્યા હતા ત્યારે તેવણે કંઇ પણ રાજ દ્રોહ કર્યો ન હતો: તેઓ તમામ નિર્દોષ હતા પણ તેઓના શત્રુઓએ તેઓનાં સુખનો સંહાર કર્યો. તેઓ સામેનો એ સખ્ત અને ગેરવાજબી હુકમ રદ કરવાની એક અરજી તેઓના મિત્રોએ શહેનશાહ લૂઈ ફિલિપને કરી હતી પણ તેણે તે કોઈ કારણવસાત યા પોતાનાં સલાહકારોની ભેરવ-ણીથી નામંઝૂર કરી હતી •ફરી એક વખ્ત." તે ઓરતે મિન્તઝારીથી બોલવું જારી રાખ્યું: "માહરા કુટુંબના મિત્રોએ અમારો પ્રશ્ન ઉપાડી લીધો છે: તેઓ નામદાર શહેનશાહને સૉલ્ડાનાનાં પુરાણું કુટુંબની જાગીરો, મિલ્કતો ને ખેતાબ તેઓને પાછો સ્વાધિન કરવાની મહેરબાની ફરમાવવા અરજી કરનાર છે !"

"હું એ સમજી ઘણી ખુશી છું !" યુજીનીએ કહ્યું.

"તમો નામદારની તે માટે મેહેરબાની માગવા હું અત્રે આવી છું !"

"માહરી મેહેરબાની એમાં કેવા પ્રકારની જોઇએ છે?" તેણીએ કહ્યું: "માહરાથી બની શકતી મદદ હું જરૂર કરવા ખુશી થઇશ !"

માડામ ડ સોલ્ડાનાની કાળી મગરૂર ચશ્મો તેણી ભણી અતિ ઓઝર ખાહી અને આતુરતાથી ટીકાયલી હતી.

"મેં સમજ્યું છે અને અત્રે બધાંઓ કહે છે કે તમો નામવરનો વગ તમારા બાદશાહી પતિ ઉપર ઘણો છે. ફ્રાંસમાં એમ દરેક જણ કહે છે.

તમો નામવર તમારા તે બળવાન વગનો મ્હારે ખાતર—મ્હારા દિકરાને ખાતર-ફ્રાંસ દેશની એકવાર અમુલ્ય સેવા બજાવનારાં ખાન્દાનનાં છેલ્લા નબીરાને ખાતર ઉપયોગ કરશો ? અમારી ભલામણમાં બે બોલ બોલશો !"

શહેનશાહ બાનુ યુજીની હસી.

"તમને જો એમ લાગતું હશે કે તેથી તમને લાભ થશે તો હું જરૂર તેમ કરીશ, માડામ, પણ એ બાબત તો મોટે ભાગે પ્રધાનોના હાથમાં રહે છે !"

"હા–તેમ છે ખરૂં, પણ તેઓથીજ એવી અર્જીઓ મોટે ભાગે નષ્ફળ જાય છે ! તમો મહેરબાન બાનુ તરફના તેની પક્ષના બે બોલ તેને જરૂર કામ્યાબ ઉતારશે !"

"હું જરૂર તેમ કરશ !" યુજીનીએ હસીને કહ્યું. "મને કહેવા જોગું પુષ્ટિમાં ઉમેરીશ બી !"

"તમો નામવરના ભલાંમાં હું નિત્ય બંદગી કરતી રહેવશ ! તમારૂં દિર્ઘાયુ થાવ–તમો સુખી આબાદ રહો એવી દુઆ નિત્ય હું કરીશ." માડામ ડ સોલ્ડનાએ આભારી જીગરે કહયું.

યુજીનીએ તે બાદ તેના બેટાને લગતા ઘણા પ્રશ્નો તેણીને પુછયા.

"માહરો દીકરો જો ફ્રાંસ આવશે તો તે તમારો તાબેદાર થઇ રહેશે. તમારા વફાદારો માહેલો સર્વથી મોટો વફાદાર નિવડશે !" તે માતાએ પોતાના પુત્રની તારીફ કરતાં ઉમેર્યું.

"મને વફાદારોનીજ જરૂર છે !" તે શહેનશાહ બાનુ હસીને બોલી ! "માડામ ! તમારો પુત્ર જવાન છે એટલે પરણેલો ન હશે !"

"તે કુંવારો છે, નામદાર !" માડામે જવાબ કર્યો. બીજી થોડીક માયાળુ વાતચિત પછી યુજીનીએ માડામને વિદાય કરી.

"ઓ ખુદા !" માડામ ડ સોલ્ડનાએ એકલી પડતાં તે પરવરની પનાહમાં ખરાં દીલથી 'અર્જ' ગુજારી. "અમારા વાજબી હકો અમને પાછા બક્ષ ! દુષ્ટોની ફુસલવણીથી અમારા ડુબાયલા હકો અમને પાછા બક્ષ ! માહરા વ્હાલા ખુબસુરત દિકરાને તેનાં બાપીકાં મકાનમાં રાજ કરતો કર ! મારો દિકરો કોંટ ડ સોલ્ડાના બને એવું કર ! અને ત્યારે તે સોલ્ડાનાનો

છેલ્લો નબીરો પણ ન રહેશે—એ જુનું કુટુંબ હજી જીવશે! માહરો દિકરો તેની મોટી પદ્દિને યોગ્યજ કોઇ મોટા ઉમરાવની ધનવાન ખુબસુરત દિકરીને વરશેઃ સોલ્ડાનાના કોઇ પણ આગળા નબીરા કરતાં વધારે કીર્ત્તિ સંપાદન કરશે! ઓ ખુદા! માહરી એ બધી તમન્નાઓ પુરી કર!"

## પ્રકરણ ૨૦.

આપણી વાર્તા ચાલે છે તે કાળમાં ખુશનુમા ફ્રાંસમાં ઘણી ઉઠલપાઠલો થતી હતી. લુઇ નેપોલ્યન એક ઇન્સાફી અને માયાળુ સમ્રાટ હતો! એક સારૂં અને ઇન્સાફી કામ કરવા માટે તે હંમેશા તત્પર રહેતો હતો. પોતાના વડીલોના જુલ્મી અમલમાં નિર્દોષ ભોગ થઇ પડેલા બાપડાઓનાં માલ મીલ્કતો અને ખેતાબો તેઓને પુનઃ સપુર્દ કરી તેઓની મીત્રતા અને વફાદારીનો લાભ લેવા તે અહોનિશ તૈયાર હતો. મોટે ભાગે તેની સન્મુખ રજુ કરવામાં આવેલી • એવી અરજીઓ તેણે મંજુર રાખી હતી. ઘણા ઉમરાવોને દેશવટામાંથી તેણે છોડવ્યા હતા અને તેઓની મિલ્કત પાછી સ્વાધીન કરી હતી. છતાં બી સૅાલ્ડાનાના કુટુંબના મિત્રોને તેઓ માટે અરજી કરતાં સ્હજ ચિંતા ઉદ્દભવતી હતીઃ વખ્તે શહેનશાહ ના બી પાડે! તે એમ પણ કહી દે કે તેણે જોઇએ તે કરતાં ઘણાંઓને માફી બક્ષી હતી યા તેણે માફી બક્ષેલાઓ માંહેલા ઘણાઓ તેને ભાગ્યેજ વફાદાર યા માફીને લાયક પૂરવાર થયા હતા. તેવાં કાંમથી તે ધરાઇ ગયો હતો યા એવાંજ બીજાં અનેક બ્હાના રજુ કરી તે તેઓની અર્જી નામંજુર કરે એ બનવાકાળ હતું. અને તેથીજ લીઑાંડ સૅાલ્ડાના અને તેની માતા વચ્ચે એટલાં બધાં પત્રોનો આવજો માવજો થયો હતો. કોઇવાર તે માતા બધી ભરી ઉમીદોથી લખતી હતી કે શહેનશાહ કંઇ એવું બોલ્યા હતા કે જેથી તેઓની અરજી મંજુર થવાથી દરેક વકી હતી તો બીજી મર્તબા તે રનાનના સમાચાર લખી મોકલતી. લીઑાંની આકુલવ્યાકુલતાનો પાર ન હતો. તે પોતાની ખુબસુરત જવાન પરણેતરને તે બાબત વિષે કંઈ

કહેવા હાલને તબકકે માંગતો ન હતો. જો બધું નિષ્ફળ જાય—તેને નાસિપાસી સિવાય બીજું કંઈજ પ્રાપ્ત ન થાય—તો તે જે સંતાપ ને અધિરતાનો બળાપો સહેવતો હતો તે તેણી ન અનુભવે એવા ખ્યાલથી તેણે મૌનનું અવલંબન ધારણ કર્યું હતું. જો તેની મનની મુરાદનો વિજય થાય તો તે એકદમ જાહેર કરી તેને છક અને આશ્ચર્યના સાગરમાં ડોલતી કરી મેલશે અને તેણીની તે મોટી અજાયબી અને સુખનો મજાહથી લ્હાવો લેવાનો શુભ અવસર તેને પ્રાપ્ત થશે એમ તે વમાસતો હતો.

અને લીગાનો બાપ શું કહેશે? પોતાની બેટીને એક કાઉન્ટેસ બનેલી નિહાળી તેને શું લાગણી થશે? "પણ હું એને માફ કરશ!" તે જવાન મનસે વમાસતો. "જો માહરૂં ધાર્યું પાર પડશે તો હું એને માફ કરશ! એને માહરે ત્યાં માહરા બાદશાહી મહેલ-બૅલ-ડ-ઑરમાં મહેમાન બોલાવીશ અને એને બતાવી આપીશ કે અમો ફ્રેંચમેનો પણ આખર કરેને ઇંગ્લીશમેનો જેવાજ છીએ!"

તેણે લીમાને કંઇજ કહયું નહીં. પોતાના અંતરમાં જે ઉઠળપાઠળો અને અસહ્ય અધિરતાનું સામ્રાજ્ય વ્યાપી રહયુ હતું તેવું તેણીનામાં વ્યાપે એ તે જોવા ચાહતો ન હોવાથી તે ખામૂશ રહયો. તેવામાં તેની માતાનું એક તાકીદનું પત્ર આવ્યું કે જેમાં તેને ફ્રાંસ એકદમ આવવાની વર્દી લખાઈ આવી કેમકે તેણી ખુદ પોતે શહેન્શાહબાનુને અર્જ કરવા જવાની હતી અને તેથી જરૂરનું હતું કે તે પોતાની માતૃભૂમિમાંજ તે પળે હોય!

આપણે આગળ જોઈ આવ્યા તેમ માડામ્ ડ સૅાલ્ડાનાની શહેન્શાહબાનુ યુજીની સાથની મૂલાકાત ફ્તેહમંદ નીવડી. તે મહાન બાનુએ તેણી માટે બનતો પ્રયાસ કરવાનું કબુલ્યું કે જે કબુલાતજ તેઓ બાહેની આર્ય-દેહની ફ્તેહની મુસ્તકીમ ખાતરી હતી.

શહેન્શાહબાનુ યુજીનીએ તેઓ માટે દિલસોઝી અને અનુકંપા દર્શાવી હતી એજ તેઓની લડતનો વિજય હતો અને શહેનશાહબાનુએ પોતે આપેલાં વચનને તુરતજ અમલમાં મેલ્યું. તેણી તે બાબતમાં પોતાના પતિને સમજાવવા માટે લાગ જોવા લાગી. એક દિવસે તેણીનો બરથાર ખુશ સ્વભાવમાં તેણીના રૂમમાં તેનાં તુરતનાજ ઇંગ્લંડથી થઇ આવેલા

ઉમદા ફોટોગ્રાફો તેણીને બતાવવા કાજે લાવ્યો અને ત્યાં થોડો વખત વાત-ચીત કરતો બેઠો. યુજીનીએ તે એક મજાહનો લાગ હાથ આવેલો ધારી વાત છેડવાનો મનસુબો કર્યો પણ તેટલાં તે ઓરડામાં તેઓનો લાડકો પુત્ર કંઇ પૂછતો આવ્યો. તે પ્રથમમાં પોતાના માતપિતાને વાતે વળગેલાં જોઇ ચાલી જવા કરતો હતો પણ તેના બાપે તે તેને અતિ વ્હાલો હોવાથી તેને અંદર બોલાવ્યો. તેઓ થોડોવાર સાથે પ્યારથી ટાહેલે બેઠાં. પુત્રના જવા પછી યુજીનીએ કહ્યું: "જો એને કંઈ કશું થાય તો આપણને કેવું લાગે !"

"એને કંઈ થનાર નથી !" શેહેન્શાહ મગરૂરીથી બોલ્યો: "એ ફ્રાંસની આશાની જોત છે !"

"દરેક ઘર-દરેક કુટુંબને એવીજ આશાની જોત હોય છે !" યુજીનીએ નરમાશથી કહ્યું: "હું એવી એક માને પીછાણું છું કે જેણીએ મને પોતાની તરફથી તમોને સમજાવવા વિનવી છે ! થોડા વખ્તમાં એક ઉમરાવ કુટુંબનો ખુંચવી લીધેલો હક્ક અને મિલ્કત પાછી સપુર્દ કરવાની અર્જી તમો સમક્ષ રજુ કરવામાં આવનાર છે ! હું આશા રાખું છું, લુઈ કે તે ઉપર તમો દયાની નઝરથી જોશો ! મને તેને માટે લાગે છે-કાંય?-તે હું કહી શકતી નથી: તેણીના દિકરાનો વિચાર કરતાં મને માહરા દિકરાનો ખ્યાલ કુદ્રતી આવે છે !"

"તે કેમ બને ?" લુઇ હસ્યો. "તું યુરોપની સર્વથી ખુબસુરત શહે-નશાહબાનુ—તાહરો બેટો ફ્રાંસનો ભવિષ્યનો સમ્રાટ અને તે કયાં ?"

"તેજ તો હું તમોને કહું છું ! મને તેઓ માટે કાં દયા ઉપજે છે તે હું સમજી શકતી નથી: તમે જરૂર દયાથી વર્તજો: મને તેથી ઘણું સુખ ને સંતોષ મળશે !"

"તે છોકરો ન્હાનો હશે !" લુઇએ પ્રશ્ન કર્યો.

"ન્હાનો કરીને વીસેક વર્ષનો હોવો જોઇએ એમ હું તેની દુઃખી માના બોલવા ઉપરથી ધારૂં છું: તમે જરૂર એ બીચારા માટે કંઈ કરજો !"

"માહરી આગળ જો એવી અર્જી આવશે તો તાહરી મર્જી જાળ-વવા હું જરૂર પ્રયત્ન કરીશ !" લુઇએ હસીને કહયું અને યુજીનીને તેથી સંતોષ થયો કે તેની ફ-તેહ નિર્માણ થઇ ચુકી હતી !

× × ×

રૂ-ડ-સેવર સ્ટ્રીટમાં આવેલાં એક ન્હાનાં મકાનમાં તે મા દીકરાં વાતમાં મશગુલ હતાં. માડામ ડ સોલ્ડાના અતિ અધીરી પડેલી હતી—તેણીને ચેન પડતું ન હતું—તેણી ઘડીકમાં ખુરશી પર બેસતી તો ઘડીકમાં ઉઠી જઇ તે ખસેડી નાખી તે રૂમમાં આમથી તેમ ફરતી હતી.

"કાલે-કાલે-લીઓાં, હજી કાલે આપણું કિસ્મત નકકી થશે! એટલો વખ્ત હું કેમ વિટાડું-હું કેમ જીવું?"

"મમા! તમે બિમાર થઇ જશો!--જરા શાંતિ પકડો!" તે જવાન કાઉન્ટે સમજાવ્યું.

"શાન્તિ હું ધારી શકતી નથી!" તે બોલી. "કેમ ધારણ કરૂં? લીઓાં, માહરી જીંદગી ભરની દુર્દશા અને મુફલસીનો કેઆસ કર-દેશવટાના દારૂણ દુઃખોનો વિચાર કર! આપણને માટે હવે સ્વર્ગના દ્વાર ખુલ્લાં થનાર છે!—હું કે જેનું એક ઘર ન હતું—હું કે જે અતિ ગલીચ ન્હાનાં ઝુંપડાંમાં રહેનારી તે બૅલ ડ ઑારના ભવ્ય મહેલની ધણીયાણી થઇશ!"

તેની માવિતરે જ્યારે એ શબ્દો કાઢયા ત્યારે લીઑાને પોતાની જવાન પરણેતરની ભ્રાંતિ થઇ. ખચ્ચીતજ તે તે મહેલની માલેક હોવી જોઇએ નહી કે તેની માતાઃ તેણીના તે શબ્દો સમજી તે અજાયબીથી દિગ્મુઢ બની ગયો; પોતાની માતા ભણી જોવા પડયો. વિજળી વેગે તેને ખ્યાલ ધાઇ આવ્યો કે તેની માતા પોતે નહી ને લીમા તે મહેલની માલેક હતી એમ જાણતાં ખેદ ખાઇ જશે-તેણીની ખુશાલી મટી જશે-તેથી બહેતર હતું કે હાલ તરત તેણે પોતાની પરણેતરની વાત કરવીજ નહીં.

તેઓને કમનસીબે નિષ્ફળતા મળેઃ તેને સ્કુલેજ શિક્ષક તરીકે પાછું જવું પડે અને તેની માતાને પણ કોઇ એકાંન્ત સ્થળે ગોંધાવું પડે તો તે ઘટનામાં તે પરણ્યો હતો એ બાબત તેણીને કહેવાની કોઇ જરૂર રહેતી ન હતી. તે જાણીને તે મગરૂર મા જાસ્તીજ દુઃખી થાય એમ હતું. તેણે જોઇ ને જાણી લીધું હતું કે તેની માતા જેવી મગરૂર, તૌરવંત અને ઉંચ પંકિતની ઑારત સાથ ખુબસુરત લીમાની સ્થિતિ સામાન્ય થવી કઠણ હતી. તેઓ વચ્ચે અણહદ અંતર હતો. તેણે તે દુઃખ સમેટજ નિશ્ચિતપણે જોઇ લીધું પણ હાલમાં તેનો વિચાર વિસ્તારથી કરવાનો તેને અવકાશ પણ કયાં હતો? ફતેહ મળ્યા પછી તે બધું થઇ રહેશે.

"ઓ લીઑાં-લીઑાં!" તેણીએ આંખમાં ચમકાટ સાથ પૂછયું: "ફકત માહરા ખેતાબનો વિચાર કર! 'માડામ-લ કૅાંટેસ ડ સૅાલ્ડાના!' હું તે ભોગવવાની આશાએ જીવી છું-તેને માટે મેં નિત્ય બંદગી કરી છે; ઘણાં ગરમ આંસુઓ તેની તમન્નામાં વરસાવ્યાં છે: માહરૂં અંતઃકરણ તે મેળવવા અહોનીશ પ્રજળતુ રહયું છે: હવે તે સુખનો પ્યાલો માહરા હોઠ આગળ અંતે આવ્યો છે—ઓ પવિત્ર પરવર! હવે કૃપા કરી મને તેનો શાંતિથી ઉપભોગ કરવા દેજે."

તેણી થોડીક મિનિટો પછી શાન્ત પડી. તેણી ઉઠીને પોતાના દીકરા પાસે ગઇ. તેના ખભાં પર હાથ મુકી બોલી: "લીઑાં! જો આપણે વિજય ન પામ્યે તો હું મરીજ જવશ: હું જીવી શકશજ નહી!"

તે તેણી માટે બીહીગ્યો. તે મગરૂર ચ્હેરા માટે કે જે ઉપર મગરૂરીના સ્પષ્ટ છાપ સિવાય બીજું કંઇજ ન હતું: તે આંખો કે જે અગ્નિ ની કર્ણજવાળા ફેંકતી હતી-તેણીનો અતિ દૃઢ ઠરાવ-એ બધાંને કાજે બાપડો લીઑાં બીહી ગયો.

"કાલ માહરે માટે મોહત યા જીવન નકકી કરશે!" માડામ બોલી, "કાલે માહરે ફ્રાંસના એક જનસુન્ય, એકાંતમાં દળિદ્રતામાં રીબીને મરવા જવું થશે કે માડામ લ કૅાંટેસ ડ સૅાલ્ડાનાનો માનવંતો ખેતાબ ધારણ કરવું થશે?—મને મુદલ ચેન પડતું નથી. લીઑાં, તું કેમ શાંતી ધારી બેઠો છે."

"મમા, મને બી ચેન નથી. લીઑાં બોલ્યો, "પણ જો આપણી અર્જી નિષ્ફળ નિવડે તો તે ફટકો આપણને ખમવેજ જોઇશે!"

"હું તે ખમી શકવાની નથી! શહેન્શાહ જો અર્જી કાઢી નાખશે તો હું ઘેલી થઇ જવશ, પણ ખુદા એટલો બધો ઘાટકી તો નજ થશે કે આવી જલકતી આશા આપણાં અંતઃકરણમાં સ્ફુર્યા પછી તેને નષ્ટ કરી નાખશે!"



# પ્રકરણ ૨૧.

લીઑ કૅાટ ડ સૅાલ્ડાનાના છુટકારા માટે શહેન્શાહ સમક્ષ મુકવામાં આવેલી અર્જી ફ્રાંસ દેશના ઘણા મોટા મોટયારાઓ તરફના મુબારક ટેકા સાથેની હતી. લગભગ દરેક પ્રધાનોએ પણ તેને ટેકો આપ્યો હતો. તેઓ રાજા એકાદ એવું ભલું કામ કરતો ત્યારે બનતી મદદ આપવા આતુર રહેતા હતા કેમકે તેથી તેઓનાં માન અને લોકો પ્રિયતામાં વધારો થતો હતો જ્યારે તેમાં તેઓને ખોહવા જેવું કશુંજ ન હતું. બાદશાહી કુટુંબના ઘણાઓની તે ઉપર સહીઓ હતી અને ફ્રાંસના તે વેળાના બીજા આગેવાન રાજદ્વારીઓની પણ શાખ તે ઉપર જેવામાં આવતી હતી. શહેનશાહ લુઇ નેપોલ્યને તે ઉપર ખુબ ગોર કર્યો.

તેનો એક બોલ અને સાંટો ડ સોલ્ડાના–બેલ ડ ઓર, હેટલ ડ ઓર–તેને લગતી તમામ કીમતી જાગીરો–તેના ખરા હકદારને મળી જનાર હતી. દેશવટો ભોગવતા એક ભિખારી અવતારમાંથી તે ફ્રાંસનો એક પહેલી પંક્તિનો ઉમરાવ બનનાર હતો; શહેન્શાહનો ભાવિ મિત્ર થનાર હતો; અને શહેન્શાહ સારી રીતે જાણતો હતો કે ઘણા મિત્રો ધરાવવા એ તેને માટે શ્રેયસ્કર હતું. તેણે તે ઉપર થોડો વખ્ત સુધી પુખ્ત વિચાર કર્યો; ના પાડવા જેવું કાંઇજ કારણ નહી હતું: જે માણસને હાંકી મેલવામાં આવ્યો હતો તેણે હાલની હૈયાત સરકાર સામે કશો ગંભીર પ્રકારનો ગુન્હો કર્યો ન હતો અને તેથી એ તમામ વાજબીજ હતું ઇન્સાફીજ હતું કે તેની માલ મિલ્કતો તેના હૈયાત નબીરાઓને મળવી જોઇએ.

તેણે ચુકવ્યું કે તેણે અર્જી ઘણો વિચાર કરીને મંજુર કરી હતી. જવાન કાઉન્ટ ઓફ સોલ્ડાનાએ પોતાને સ્વદેશ જલ્દી પાછા ફરવું–પોતાની માલમિલ્કતનો અખ્ત્યાર પુનઃ લેવો–અને તેનો દરબારમાં પણ તેના દરજ્જાના દરેક માનમર્તબા સાથ સત્કાર કરવો. તેના સલાહકાર પ્રધાનોએ તેનો આ ઇન્સાફી નિર્ણય વખાણ્યો અને શાબાશીથી વધાવી લીધો.

*　　　　*　　　　*

"આજે–આજે જીવન યા મોહત માહરે માટે નક્કી થશે !" માડામ ડ સોલ્ડાના બોલતી હતીઃ તેણીનો ચ્હેરો જાસ્તી ફિક્કો દિસ્તો હતોઃ તેઓ

જાણતાં હતાં કે આજે બપોરે તેઓની અર્જી શહેન્શાહ સમક્ષ મેળવામાં આવનાર હતી અને બપોર થઈ ચુકી હતી એટલે શું પરિણામ આવ્યું હશે તે જાણવા તેઓ અર્ધાં દિવાનાં બની ગયાં હતાં. મિનિટો તેઓને મનસે કલાકો માફક જતી હતી. તોવાવી તોવાવીને અંતે સમાચાર આવ્યાં કે શહેનશાહે તેઓની અર્જી મંઝુર ફર્માવી હતી. તેઓની જાગીરો અને ખેતાબ પાછા સ્વાધિન કરવાને રહેમદિલી બતાવી હતી. માડામ ડ સોલ્ડાનાએ ખુશીની એક બુમ તે સાંભળી પાડી મેલી. તેણી અતિ દ્દઢ નિશ્ચયની અને બહુ બહાદુર જીગરની બાઈ હતી પણ આ વેળા અને તેણીની જીંદગીમાં તે પ્રથમજ વાર હતું–તે શુભ સમાચાર સમજતાંજ તે હર્ષની એક બુમ સાથે શુદ્ધ ખોહી બેઠી !!

"શું એ ખરૂંજ છે?" જ્યારે તેણી બેહોશીમાંથી ફારેગ થઇ ત્યારે અતિ આતુરતાથી બોલી. "શું આપણે એ બધું મેળવ્યું છે ?"

"હા–મમા !" લીઓએ કહ્યું: "શહેન્શાહની કૃપાદૃષ્ટિ આપણા ઉપર ઉતરી છે ! હું ખરાં અંતઃકરણથી ઇચ્છું છું કે એ માહરા પિતાજીના વખ્તમાં બનવા પામ્યુ હને !"

"હું બી તેમજ ઇચ્છું છું !" તે મા બોલી "પણ લીઓ ! તું બધો ખંગ મને વાળી આપશે: તાહરા પિતા જેમ મને રાજ કરતી રાણી ગણતે કે કરતે તેમજ તું મને સ્વિકારી માહરી તમન્ના પુરી કરશે એવી મને ઉમેદ છે ! માહરી જીંદગી ભર મેં સત્તા, ખેતાબ ને વિલાસની આકાંક્ષા રાખી હતી: હવે તે બધુ માહરૂં થયું છે: મને તે માટે એટલી બધી તલબ હતી એમ હું જાણતી ન હતી.–જો, માહરા હાથો ધ્રુજે છે !–માહરી આંખે અંધારાં વ્યાપી રહયાં છે–એ ખુશ ખબરે આવી અજાયબ અસર માહરી ઉપર નિપજાવી છે ! શુક્ર ખુદા–કે આપણો હક્કદારનો હક્ક બરહક્ક સિદ્ધ થયો છે !"

તે અજાયબ જેવું હતું કે તે માતા પોતાના પુત્રને અણહદ ચાહતી હોવા છતાં તેણીનો પ્રથમ ખ્યાલ તેને માટેનો નહી પણ ખુદ પોતાને વાસ્તેજ હતો. તેણી–અને નહી કે તે બેલ –ડ– ઓરની માલેક થઇ હતી એમ તે પ્રથમ માનતી હતી ! તે એમ પ્રથમ ધારતી હતી કે બહોળી માલમિલ્કતોની તે મૂખ્ત્યાર થઇ હતી અને નહી કે તેણીનો દીકરો !

તેણીના હાથમાં અખુટ ધન આવ્યું હતું તેમજ બહોળી સત્તા તેણીને હસ્તગત્ થઇ હતી–જો કે તે તેટલીજ તેણીના દિકરાની હતી. પણ તેવો તેણીને ખ્યાલ પ્રથમમાં ન થયો.

"તમે શાંત પડો, માયજી!" તે જવાન કાઉન્ટે સમજાવ્યું: "જો તમે ધીરજ ન ધરશો, તો જરૂર બિમાર થઈ જશો!"

"હવે મને કાઇ નથી, લીઓં!" તેણી બોલી. "હું થોભતાં હવેરી બાવરી બની ગઇ હતી."

લીઓં પોતાની માતા બણી ઘણો માયાળુ, સભ્ય અને હેતવંતો હતો, પણ તે બધો વખ્ત પોતાની ખુબસુરત પરણેતરનો ખ્યાલ કરતો હતો. તેણી એ ખુશખબર સમજી કેવી આનંદથી છલકાઈ જશે–તેણીઃ કાઉન્ટેસ ઑફ્ સૉલ્ડાના, અને તેણીની ખુબસુરતીથી તો ખરેખરજ ફ્રાંસમાં તેણી વખણાઇ જશે! તેણે પોતાની માતાની નઝદીક બધું નક્કી થઈ જાય ત્યાં ટક તે વાત છુપાવવાનો નિશ્ચય કર્યો. તે યાદગાર દિવસ પસાર થયો અને તેજ દિવસે માડામ ડ સૉલ્ડાનાએ એક અતિ આભારદર્શક પત્ર શહેન્શાહબાનુ યુજીનીપર લખી નાંખ્યું.

દિવસો અને અઠવાડયાંઓ વહી ગયાં–લીઓંએ પોતાની સ્કુલના વડા શિક્ષક ઉપર લખી વાળ્યું હતું કે તે અતિ અગત્યનાં કામસર ફ્રાંસમાં રોકાઈ ગયો હતો અને તે હવે શિક્ષક તરીકે પાછો કામપર આવી શકશે નહી. તેણે પોતાની પરણેતર ઉપર પણ અવારનવાર લખ્યું હતું. ઘણા અગત્યનાં કામમાં તે રોકાઇ ગયો હતો તેથી આવી શકતો નહતો. પણ તે અગત્યનું કામ શું હતું તે તેણીને લખતો ન હતો. તે લખતો હતો કે તે કાર્ય પૂરૂં થતાં તે તુરત તેણીને આવી મળશે અને અવ્વલમાં તો તેની ધારણા પણ તેવીજ હતી. પોતાના ફ્રાંસ મધ્યેના અગત્યના કામોને આટોપી લઇ તે ઇંગ્લંડ જઇ લીમાને ફ્રાંસ લઇ આવવા ઇચ્છતો હતોઃ તે તેણી ઉપર ચાલુ પૈસા મોકલ્યા કરતો હતો. તેણી અજબ થતી હતી કે તે પૈસા તે ક્યાંથી લાવતો હશે કિંતુ તેણીને તે મળતાં તેણી રાજી થતી હતી.

તે દિવસ બી જલ્દીજ આવી લાગ્યો કે જે દિવસે તે માદિકરાંઓએ સૉલ્ડાનાની બાદશાહી શાટોની માલેકી પોતાને સ્વાધીન લીધી. તેઓને તેઓના તાબાની રીઆસતે અતિ દીલોજાન આવકાર દીધો. માડામ ડ

કૉંટેસ ડ સૅાલ્ડાના તમામ ફેરવાઇ ગઇ હતી. તેણી ઘણી ખુબસુરત તો હતીજ નહી પણ સુખ અને તેણીની જવાંની જાણે પાછી આવી હતી. તેણીની રીતભાત વધારે તૌરવંતી બની હતીઃ તેણીના મગરૂર ચ્હેરા ઉપર દમામદાર દરસો બિરાજયો હતો.

લીઑાં તે નવાં મકાનમાં નવાં આડોશી પાડોશીઓ વચ્ચે થોડું-કમાંજ માનીતો થઇ પડયો. તેનો ખુબસુરત દેખાવ, હસમુખો સ્વભાવ, માયાળુ પ્રકૃતિ, એ સર્વેએ ત્યાંના સર્વનું દીલ જીતી લીધું.

કૉંટ ડ સૅાલ્ડાનાએ ત્યાંથી પેરીસ જવાનો વિચાર કર્યો પણ તેની માતાએ ના પાડી. તે એકદમ રાજધાનીના શહેરમાં જવા તૈયાર ન હતી.

"આપણો બૅલ ડ ઑાર વધારે સલામત છે!" તેણીએ કહયું. "હજી આપણી બધી ધાસ્તીઓ દુર થઇ નથી! આપણે રાજધાનીથી દુર હોઇશું તો લોકમાં ચકચાર કે નિંદા થશે નહીં ને તેજ આપણા લાભનું થઇ પડશે. પેરીસ્યન સોસાયટીની આંખમાં આપણે એકદમ આવી જઇએ તેથી કદાપિ આપણને નુકસાન થશે!" લીઑાંએ પોતાની માતાની ફિકરોને હસી કાઢી જો કે તેમાં વજુદ જેવું ન હતું એમ તો નજ હતું, પણ તે તેને તાબે થયો.

એમ તે માતા જેને તે ચ્હાતો ને માન આપતો હતો તેને રાજી રાખવા તેની સાથ તે પોતાનાં ગામડાંના મહેલ બૅલ-ડ-ઑારમાં થોડો વખ્ત જઈ રહયો.

---

## પ્રકરણ ૨૨.

---

સૅાલ્ડાનાનાં કુટુંબની કીર્તિનું કલગીર તેનો બૅલ. ડ ઑારનો બાદશાહી મહેલ હતો. સમસ્ત ફ્રેંચભુમિમાં એવાં દમામદાર અને આલીશાન અયવાનો બહુજ જુજ-બલકે આંગળીના કાપાઓ ઉપર ગણાય તેટલાંજ દેખાતાં હતાં અને એવા એક બાદશાહી મહેલની રાજ કરતી રાણી બનવાની મગરૂરી માડામ ડ સૅાલ્ડાનાને અતિ ઘણી હતી. તે જોઇ લીઑાં મનમાં મુઝાતો ને

બળતો હતો: તેણીને તે કહી દેવાની હિંમત આદરી શકતો ન હતો કે તેની તે કરવી કારવતી માત્ર અલ્પ સમયને ખાતરજ હતી કેમકે તે એ પોતાના નવા અનુભવ અને વૈભવમાં હદ વિનાની સુખી હતી: અને તે સત્તાનો લોપ થતાં તેણીનાં તે મોટાં સુખનો સાવ નાશ થનાર હતો.

તેણે જોયું કે તે હિચકારો બનતો હતો કે પોતાની ઉમરાવ માતાને કહેતાં ડરતો હતો કે તે ઇંગ્લંડની એક સાધારણ વર્ગની સ્ત્રીને પરણેલો હતો. પોતાની માતાના મગરૂર ઠસ્સાદાર ચ્હેરા સામું જોઈ તે પરણેલો હતો એમ કહેવાની હિંમત એકઠી કરવા કરતાં તે હાથમાં શમ્શીર સમેટ જંગે મૈદાનમાં શત્રુઓના એક મોટા સમૂહ વચ્ચે યાહોમ ધસી જવા હઝારો જાનથી તૈયાર હતો! "હાલ તો હું તેણીને આ અપૂર્વ સુખનો લ્હાવો ચાખવા દેવું-પછી હું ઇગ્લંડ જઇ માહરી પરણેતરને લાવીશ!" એમ તે વમાસ્તો હતો. પણ તે તેમ કરી પોતાની જાતનેજ છેતરતો હતો. તે ખાત્રીથી માનતો હતો કે તેની મગરૂર મા તેની ગરીબ બાયડી સાથ કદિ હેત પ્રીતથી રહેનાર ન હતી કેમકે તેઓના વિચારો ને રહેણી કરણીમાં આસ્માન જમીન જેટલો અંતર હતો.

તે તેણી તરફ કહેવાના વિચારથી અવારનવાર નઝર ઉઠાવી જોતો હતો. પણ કેવા શબ્દોમાં તેણીને કહેવું તે તે સમજી શકતો નહીં. તે અજબ થતો કે પોતાની માતાની રજા વિના તે પરણ્યો કેમ હતો? એક એવું ઉછાછલું ને ગંભીર પગલું તેણે ભર્યુંજ કેમ હશે? તેણે તે વેળા તો કશો ખ્યાલ ન કર્યો હતો. પોતાના ખાન્દાનની ટેવ અનુસાર તે માથાથી પગ સુધી આંધળા પ્યારમાં પડી જઇ તે પોતાની પ્યારી સાથ પરણી બેઠો હતો. તેણે તે વેળા સ્હેજ પણ ખ્યાલ કર્યો ન હતો: હવે તેનું કઢંગું પરિણામ તેની સામે ડોળા ફાડી આવી ઉભું હતું. તે વિચાર કરતો કે જો આવાં ભવિષ્યની તેને સ્હેજપણ શંકા હતે તો તે જરૂર ન પરણતે-નહી કે તે લીમાને ચાહતો હતો તેથી, મગર તેણી તેની આ પરિસ્થિતિમાં—સૉલ્ડાનાના કાઉન્ટની માનભરી પદ્વિમાં તેની અને તેણીની સ્થિતિમાં જે જંગી અંતર પડયો હતો તેથી!

લીઓં વારંવાર પોતાની ખુબસુરત પરણેતરનો વિચાર કરતો હતો અને તેને મળવા તલબતો હતો. તે તેણી ઉપર ચાલુ પત્રો લખી-પૈસા

મોકલી—ન્હાની ન્હાની ભેટો પાઠવી—અને તે ફ્રાંસમાં અતિ અગત્યનાં કામમાં ખુબ મશગુલ હતો અને તેમાંથી છુટક થતાંજ તુરત પાછો ફરનાર હતો એમ લખી પોતાનું મન મનાવતો હતો. તે લખતો હતો કે તેણીએ બેફીકર અને ખુશાળ રહેવું કેમકે તે જલ્દી પાછો ફરનાર હતો અને ત્યાર કેડે તેઓ કદિ છુટાં પડનાર ન હતાં.

લીમા બાપડી રડી રડીને ગમી ને અફસોસમાંજ દિનો કાઢતી હતી કે જ્યારે તે આનંદ અને વૈભવની જીંદગી ફ્રાંસમાં ગુજારતો હતોઃ તેના દિવસો ઉડયા જતા હતા જ્યારે તે બાપડીના દિવસો કેમ બસર થતા હતા તે માત્ર તેણી કે તેણીના ખુદાનેજ ખબર હતું.

થોડાં અઠવાડયાંમાં માડામ ડ સોલ્ડાના પોતાની તમામ ફિકર રંજ અને આગળી મુસિબતો ભૂલી ગઈ: તેણીએ જંગી ટી અને ડીનર પાર્ટીઓ અને અન્ય મેળાવડાઓ કરી પોતાની આસપાસનાઓને છકક કરી મેલ્યાં અને પોતાનાં સંઘમાં જીતી લીધાં. તે કે જેણીએ પોતાની જીંદગી ઝુખમરા અને દેશવટામાં કાઢી હતી છતાં તે બાદશાહી ઘરખટલો તે દરેક આવડતથી ચલાવતી હતી. તેણીનો વૈભવ, આચાર વિચાર, રહેણી કરણી, એક શહેનશાહબાનુને છાજતાંજ હતાં. તેણીમાં થયલું તે પરિવર્તન નિહાળી લીઆઁ આશ્ચર્યમુગ્ધ બની ગયો!

"ગરીબ મમા!" લીઆઁએ વિચાર્યું: "તેણીએ કેવા ગરીબાઇનાં ગજબ હાદેસાઓ સોસ્યા હશે કે જ્યારે તેણી તો આવી સત્તા ને માનમર્તબા વાસ્તેજ સરજાયલી છે. તેણી આ આનંદમાં તંદુરસ્તી મેળવી જવાન બનતી જણાય છેઃ તેણીની જુવાનીની ખુબસુરતી પાછી ફરતી જણાય છે! પૈસો એવો અદ્ભુત ફેરફાર કરી શકવાની શકિત ધરાવતો હશે એવું હું ધારતો ન હતો!"

"મમા! તમારામાં અજબ ફેરફાર થયો છે! તમો જવાન, તંદુરસ્ત ને મોહક દિસો છો!" તેણે પોતાના વિચારો એક રોજ માતા હઝુર જાહેર કર્યાં. તેણી તે સાંભળી હસી: ખુશાલીના આંસુઓ તેણીની ચશ્મોમાંથી સરી પડયાં.

"લીઓં!" તેણી ધીમેથી બોલી. "હું નહી માનતી કે એટલું સુખી કોઇ બીજું હશે? જીંદગી શું છે તે હું જાણતી ન હતી. જીંદગીમાં એટલો

મિઠાશ છે એની મને ખબર ન હતી. હું વરસે વૃદ્ધ છું પણ સુખમાં તો જવાન છું ! સુખ મ્હારે નસીબે હતુંજ કયાં ?"

"તમો વૃદ્ધ છો !" લીઓાં અજબ થઇ બોલ્યો, "નહી મમા ! તેમ હોય નહી !–તમારો એક વાળ પણ સફેદ થયો નથી ! તમારાં ભવાં ઉપરની કરચલીઓ પણ હવે લગભગ જતી રહી છે ! મમા, તમારી ઉમર શું ?"

તેણીએ મિઠાશથી હસીને પોતાના બેટા ગમ જોયું.

"હું બહુ ન્હાની વયે પરણી છું ! મ્હારી ઉમર તે વેળા ૧૭ વર્ષની હતી !"

"મને હાલમાં વીસ વર્ષ છે એટલે તમને ઘણું તો ૩૮ વર્ષ હશે ! તે કંઇ મોટી ઉમર ન કહેવાય ! ત્યારે તો તમ્હારે માટે સુખના ઘણા લાંબા દિવસો પડયા છે !"

"આટલાં વર્ષો એળે ગયાં તે માટે મને સંતાપ થાય છે ! જો હું આ મહેલની ધણ્યાણી હું ૧૭ વર્ષની હતી તે વેળાજ બની હતે તો હું કેટલો આનંદ ને સુખ અનુભવતે ! એ ખુશનશીબી મને ૨૦ લાંબાં વર્ષો બાદ પ્રાપ્ત થઇ છે !"

"પેલી કહેવત છે તેમ કદિ નહી કરતા મોડું બી ભલું !" તે બોલ્યો. "શહેન્શાહની કૃપા અત્યારે પણ થઇ છે એ કંઇ જેવાં તેવાં સૌભાગ્યની વાત નથી !"

"તે તો ખરૂં, લીઓાં ! મને ઉમેદ છે કે શહેન્શાહ અને શહેન્શાહ બાનુ તાહરાથી ખુશીજ થશે !" તેણી બોલી. "તાહરાથી મેં ઘણી ઉમેદ રાખેલી છે ! મેં તાહરૂં ભવિષ્ય નક્કી કરી મેલ્યું છે–મ્હારા દીકરા ! તને ફ્રાંસનો સર્વથી આગેવાન માણસ કરવાનો મ્હારો મનોરથ છે, અને જો તું મ્હારા કહેવા મુજબ વર્ત્યો તો જરૂર તેમ થશે !"

"હું તમને રાજી કરવાનાં દરેક યત્ન કરીશ !" તે બેટાએ તાબેદારીથી કહ્યું, પણ તે જરા બેચેન બન્યો.

"સૅાલ્ડાનાની કીર્તિ તાહરે હસ્તક છે ! તેને વધારવી કે તેને કલંક લગાડવો એ તાહરા હાથમાં છે !"

"હું તે જાણું છું, મમા !" તેણે ધીમા દબાયલા અવાજે કહ્યું.

"—અને તે જોખમદારીઓને પુગી વળવા તુ તૈયાર છે માહરા દીકરા ?" માડામ ડ સૉલ્ડાનાએ તેના જવાબથી ઉત્તેજન પામી પુછ્યું.

"હા !" તેણે જવાબ કર્યો

"તું મને તાહરો સલાહકાર જો રાહબર નહી તો એક બે વર્ષ માત્ર બનવા દેશે ?" તેણીએ પુછ્યું.

"હા–માયજી !"

"શહેન્શાહનું તેડું મળેલું હોવાથી હવે આપણને પૅરીસ જવાનું છે ! એટલું બધું સુખ માહરા સ્વપ્નામાંએ ન હતું. લીઓ ! પૅરીસમાં આપણને ફ્રાંસના ઘણા નામાંકિત ખાન્દાનનાઓ સાથ ભેટો થશે અને તે વેળા માહરી સર્વથી પહેલી ફર્જ તાહરે વાસ્તે એક ખુબસુરત અને ધનવાન છોકરી તાહરી મહોરદાર તરીકે ગોટી કાઢવાની રહેશે !"

"મમા ! હું પરણેલો છું ! !" કરીને તે કહેવા જતો હતો પણ તેણીનાં મોઢાં ઉપર નઝર જતાં તે અટકી ગયો. તેણીને હદ વિનાની નાસીપાસી ઉપજશે–તેણીની દરબારની પહેલી મુલાકાતના આનંદમાં વિષ રેડાશે એ ખ્યાલથી ડરીને તે અટકી ગયો. દરબારી મુલાકાતમાંથી ફારેગ થયા પછી તે તેણીને ચેતાવશે એવો તેણે હાલતુર્ત નિશ્ચય કર્યો.

———:(○):———

## પ્રકરણ ૨૩.

માડામ ડ સૉલ્ડાના અને તેના પુત્રનો સત્કાર દરબાર મધ્યે બહુ માન સાથ કરવામાં આવ્યો. શહેન્શાહ ને શહેન્શાહબાનુએ પણ તેઓને બહુ માયાળુ આવકાર દીધો. જવાન કાઉન્ટ ઑફ સૉલ્ડાના સર્વનો માનીતો બોલ બોલતાંમાં થઇ પડયો. તેની માતા અણહદ આનંદથી મનમાં વિચારતી હતી કે તેનો દિકરો જન્મથીજ ઉમરાવ હતો.

શહેન્શાહ તેની સાથ વારંવાર લંબાણ વાદવિવાદમાં ઉતરી જતો હતો. તેણે દેશવટાના વર્ષો છુટાપણાંની જાણીતી ભુમિ ઇંગ્લંડ ઉપર ગુઝાર્યાં હતાં તેને લગતી હકીકતો અને માહિતીઓ શહેન્શાહ તેની પાસ મેળવતો હતો.

લીઓં પોતાના વિચારો સ્પષ્ટ અને ખુલ્લા મનથી જાહેર કરતો હોવાથી શહેન્શાહને તેની વાતો સાંભળવામાં ઘણી મજાહ આવતી હતી. તે ખુલ્લાં મનથી શહેન્શાહને સમજાવતો હતો કે ફ્રાંસને વધુ છુટાપણાંની જરૂર હતી જો કે તે છુટાપણું અંગ્રેજ પ્રજાનાં જેટલું વિસ્તિર્ણ ન હોવું જોઇએ કેમ કે તેનો એવો ખ્યાલ હતો કે તેથી ફ્રેંચ પ્રજાને અનેક પ્રકારની હાનિ થવાનો સંભવ હતો.

શહેન્શાહબાનુ પણ તે જવાન કાઉન્ટથી ખુશી હતી. તેણીએ તેની માવિતર આગળ તેનાં ઘણાં વખાણુ ગાયા હતા અને આવા એક નમુનેદાર બેટાની માતા હોવા વાસ્તે તેણીને ઘણી મુબારકબાદી અને ધન્યવાદ કહી સંભળાવ્યો હતો. તે મહાબાનુએ ભવિષ્ય પણ ભાખ્યું કે તેણીનો બેટો ફ્રાંસનો એક અગ્રગણ્ય રાજદ્વારી નિવડશે અને તેની માતા શહેન્શાહબાનુના તે મઅકુલ વિચારો સાથ તમામ મળતી થઇ.

"એના ભલાં માટે હું હંમેશાં કાળજી રાખશ!" યુજીનીએ તે હેતવંતી માદરને સંબોધીને કહ્યું અને તે સમજી તે માનાં હૈયાં હરખાઇ ગયાં. તેણીએ શહેન્શાહબાનુને તે પછી પોતાનાં મનની મોટી ઉમેદ પોતાના બેટાની શાદીના સંબંધી કહી સંભળાવી. તેણીએ કહ્યું કે તેનો બેટો કોઇ કુળવાન ખાન્દાનની બેટી સાથ વરે એ તેનાં કુટુંબની કીર્તિમાં લાભનું હતું. તેઓનું કુટુંબ વર્ષોનો દેશવટો ભોગવી આવેલું હોવાથી હાલમાં બેગાના જેવું હતું અને તેથી એ જરૂરનું હતું કે કૉટ ડ સૉલ્ડાના કોઇ ઘણાં નામીચા ખાન્દાનના અને પહેલી પંક્તિના ઉમરાવનો દામાદ બને.

તે બધું સાંભળી શહેનશાહબાનુ હસીને બોલી: "તમને તે વાસ્તે કશી અડચણ આવે એમ હું માનતી નથી, માડામ લ કૉંટેસ! ફ્રાંસના કુળવાન કુટુંબની ઘણી રૂપસુંદર બેટીઓ તમારા દીકરા સાથ વરવા તૈયાર થશે!"

તે સુખી માતા પણ એમ માનતી હતી અને સાથેસાથ એઃ પણ વળી વિચારતી હતી કે તેનો કબાગરો દીકરો તે જે બી છોકરી પસંદ કરશે તેની સાથ લગ્ન કરવા ખુશી થશે!

દરબારની અનેક દિલજીત સુંદરતાઓના સમાગમમાં આવ્યા છતાં તેઓમાંની એકે પણ જવાન કૌંટના જીગરમાં કશી લાગણી ઉપજાવી ન હતી એ જોઇ તેની મા સ્હેજ અજબ થતી હતીઃ સંખ્યાબંધ અપ્સરા

સમ સુંદરતા ધરાવતી મધુરી મહિલાઓ મનસે અતિ હયરત થતી હતી કે જવાન કાઉન્ટ એકી વેળા પણ તેઓ તરફ વખાણની એક નજરથી વટિક જોતો પણ કેમ ન હતો?—તેઓને નિહાળીને રાજી થયલો પણ દેખાતો કેમ ન હતો?

તે જવાન ભર્થારનું જીગર હજી તેની ધણીયાણીને વફાદાર હતું. બીજી કોઈ ઔરતનો તેને મોહ ન હતો. કોઇપણ મહીલા તેને વધતી ખુબસુરત ભાસ્તી ન હતી. લીમા મિસાલ કોઇપણ તેને ત્યાં નજર આવતું ન હતું.

તે એમ ફ્રાંસના શહેન્શાહની દરબારની મોજ મજાહમાં પોતાનો વખ્ત આનંદમાં નિર્ગમન કરતો હતો ત્યારે તેની વ્હાલી મહોરદાર એલનવોટરને કિનારે એકલી રડતી અને ગમથી ઝુરતી હતી. તેણી તેના પત્રો અવાર-નવાર મેળવતી હતી. પૈસા પણ તેણી ઉપર પુરતા આવતા હતા. તેણી તે બધું કયાંથી તેને મળતું હતું તે કલ્પી શકતી ન હતી. દરેક પત્રમાં લખાઇ આવતું હતું કે તે આવતો હતો પણ તેનો અંતજ ન હોતો આવતો. ક્રીસ્મસ ઉપર તે જલ્દીજ પાછું ફરવાનું કહી તેનાથી છુટો થયો હતો: શિઆળો આવ્યો અને ગયો હતો: ઉન્હાળો પણ શરૂ થઇ ચુકયો હતો પણ તેનો પત્તો ન હતો. તે છતાં તેણીનો તેનામાંનો વિશ્વાસ રતિભાર કમ થયો ન હતો કે ન. તો તેણીના તેના ભણીના પ્યારમાં સહજ પણ ન્યુનતા દાખલ થઈ હતી. માત્ર તેણી એકલી અને ઝુરતી હતી એજ તેણીનો ગમ હતો.

લીનની ગ્રામર સ્કુલનો વડો શિક્ષક લીમા ભણી અતી માયા બતાવતો હતો. તેને લીઓં તરફથી જે દિવસે પત્ર મળ્યું કે તે હવે શિક્ષક તરીકે સ્કુલમાં પાછો નોકરીએ આવનાર ન હતો ત્યારે તે દીલગીર બનેલો તેનો સબબ જાણવા લીમા પાસે આવ્યો.

"એ અમારે ત્યાં પાછો આવનાર નથી એ જાણી હું અતિ દિલગીર છું!" તે બોલ્યો, "માહરા છોકરાઓને એના જેવો કાબેલ શિક્ષક મળવો કઠણ છે! છોકરાઓનો એ માનીતો હતો!"

લીમા હસી.

"તમે જાણો છો કે હવે એ શું કરનાર છે?" તે વડા શિક્ષકે પુછયું.

"નહી!" તેણીએ જવાબ દીધો. "મને તેનો કંઇ ખ્યાલ નથી!"

તેનાં કુટુંબના ઉમરાવ પદની પુનઃ પ્રાપ્તીની કોઇ ઝાખી આશા વિષેનો પણ તેણીને દૂરનો એકે સ્વપ્નો નહતો.

"મને માથું મારનાર ન સમજતાં, પણ હું જાણવા માગું છું કે એ ક્યારે પાછો ફરનાર છે અને પછી શું કરનાર છે? એની નોકરી માહરે ત્યાંથી ખતમ થવાથી જોવા, માહરેથી બને ત્યાં સુધી, હું ચાહતો નથી !"

તેણીના ચ્હેરા ઉપર ફેલાયલા હરખામાં કડવાસનો ભેળ હતો. તેણી શોકાતુર સ્વરે બોલી ! "તે હંમેશાં માહરી ઉપર એકનું એક લખે છે: તે જણાવે છે કે તેનું અગત્યનું કામ પુરૂં થતાં તે તાબડતોબ પાછો આવશે, તે ત્યાં શું કરે છે યા ભવિષ્યમાં શું કરવાનો ઇરાદો ધરાવે છે તે વિષે એક શબ્દ પણ ખુલાસાનો લખતો નથી !"

તે સમજી તે વડો શિક્ષક સહજ આશ્ચર્યચકીત બનેલો દેખાયો.

"એ ઘણું અજબ જેવું છે !" તેણે અચરતી પ્રદર્શિત કરી.

"એ એનો નિયમ છે !" તેણી બોલી "મને એનામાં વિશ્વાસ છે !"

"અને મને પણ—!" તે વડાએ કહ્યું, "પણ તેમ છતાં બી એની રીતભાત વિચિત્ર છે : તમને અહીં ઘણું એકાન્ત લાગતું હશે? "

"હા !" તેણીએ દિલગીર ઉત્તર આપ્યો.

"તમારા પપા કંઇ સમજ્યા કે ?"

"નહી !" તેણીએ કહ્યું: "અને મને લાગે છે કે તેવણ કદી સમજવાંના નથી ! ઓ ! હું કેવું ઇચ્છું છું કે તેમ ન હતે ! આજે માહરાં માબાપને મળવે ભેટવે માહરૂં અર્ધું દુઃખ ટળી જતે !"

તે વડા શિક્ષકને તેણીનાં બોલવાથી ઘણું લાગી આવ્યું. તેણે મનસે વિચાર્યું કે જો તેને ડૉલ્ડના કયાં હતો તેની ખબર હતે તો તે જરૂર તેની ઉપર શિખામણના બે શબ્દો લખી વાળતે: તેની મહોરદારને એમ એકલી ઝુરતી ન રાખવા સખ્ત શબ્દોમાં સમજાવતે તેણે એમ પણ વમાસણ કર્યું કે તેણે તે મીલરની મુલાકાત લેવી અને આવાં ફુલ જેવાં બચ્ચાંને પોતાની મમતને ખાતર ન રંજાડવાની સુચના કરવી.

"જો તમો કાંઇ મુશ્કેલીમાં આવી પડો તો માહરી આગળ આવજો !" તેણે જવા ઉઠતાં કહ્યું.

"જરૂર" તેણીએ તુરત જવાબ કર્યો. તેના ગયા પછી તેના છેલ્લા શબ્દો ઉપર તેણીએ ખુબ ગૌર કર્યો.

"મુશ્કેલીમાં ?" શું મુશ્કેલી વિષે તે બોલતો હતો ? તેને એ શબ્દો ઉચ્ચારવાનું કારણ શું મળ્યું હતું ? એ ખરૂં હતું કે તેણી એકલી હતી–તેણી ગમગીન હતી પણ લીઓં પાછો આવનાર હતો એમ તે ચાલુ લખતો હતો અને ત્યાર પછી તેઓ કદિ છુટાં પડનાર ન હતાં. આજની ઘડી સુધી તે પાછો ન આવશે એવી ધ્રાસ્તી તેણીનાં હૃદયમાં ઉદ્દભવી ન હતી–એવી શંકાજ તેણીને થઈ ન હતી ! પણ આજે તેણીનું જીગર તેણીના વરની જુદાઇથી જાસ્તી જળી જતું હતું. સાંજે તેણી એલનવોટરના કિનારા ઉપર ફરવા નીકળી તે વેળા પણ દુઃખીજ ખ્યાલો તેણીની પડખે રહયા. તે ખંખેરી નાખવા તેણીએ પેલું પોતાનું માનીતું બૅલૅડ મનસે લલકાર્યું.

વસન્તના મોજા આવેછ ધસી,
શુશોભિત ઍલનના કિનારા પર.
માહતાબ સમ મુખડાની મોહક પરી,
મીલરની પુત્રી જ્યાં વસેછ સુંદર !
હતો તેનો વ્હાલો એક સિપાહ દલેર,
ચાપલુસીથી પૂરો મિઠો જવાન;
ખુશાળ ન હતું તે કિનારા પર,
મિલરની પુત્રી સમ દિગર નિદાન !

ત્યાર પછીના શોકાતુર શબ્દો તેણીને પજવતા હતા. તેણીની યાદમાં ચાલુ રહી સંતાપતા હતા.

ઉન્હાળો, લાવ્યો ગમ તેણી પર,
એવફા પૂરવાર થયો જવાન;
હતું નહી એલનના કિનારા પર,
મિલરની પુત્રી સમ ગમગીન નિદાન!

એ શબ્દો સાચા હતા ! તેણી જેવુ ગમગીન ત્યાં કોઇ અન્ય ન હતું. તેણી નદીના કિનારા ઉપર ઉભી રહી તેને બીજે પાર આવેલાં પોતાનાં સદાનાં બાપીકાં પ્યારાં ઘર ઉપર જોતી હતી !–એ તે પ્યારૂં પનોતું ઘર કે જેમાં તેનાં અતિ વ્હાલાં મા બાપ વસતાં હતાં !—તેણીનું જીગર તેઓ તરફ તણાતું હ . પણ તેણી જાણતી હતી કે તેના પિતાને મનાવવો મુશ્કેલ હતો.

એકાએક તેણીના મગજમાંથી બીજા વિચારો નીકળી ગયા અને તેણીને પોતાના બાપના શ્રાપ યાદ આવ્યા.

"આ બાપોને નાફરમાન થનારાંઓ ઉપર ઉતરતા ગઝબ બુરા શ્રાપો તુ કમ્બખ્ત ઉપર ઉતરો અને તેઓ જીંદગી સુધી તુંને જળાવતા–સતાવતા રહો!"

તેણી તે શબ્દોના સ્મર્ણ સાથ ધ્રુજી પડી!

"નાફરમાન થનારાંઓ ઉપર ઉતરતા ગજબ બુરા શ્રાપો!" ખચ્ચીતજ તે તો હમણા તેણી ઉપર વરસતા ન હોય? તે તેણીને એક વર્ષની સુખી પરણેલી મુદત પછી આમ એકલી ત્યાગી ગયો હતો તે તો તે શ્રાપનો એક ભાગ નજ હોય!

તેણીએ તે રૂપેરી આભ ઉપર પોતાનાં નાજુક કરો દયામણી કિસમે લાંબા કર્યા અને ઘણાં કરૂણોત્પાદક સાદે ગળગળી બોલી! "પપા! એ બુરા શ્રાપો ખેંચી લ્યો! ઓ પવિત્ર ખુદા! તે માહરી ઉપર વરસવા ના દેતો— ના દેતો."

શું—શું તે તે કોમળાગી ઉપર વરસશે?—શું કંઈ ભયંકર ફેજે આ સુંદર મહિલા પુગશે?—શું તેનો ભર્થાર કદિ પાછો નજ આવશે?

---

## પ્રકરણ ૨૪.

---

બૅલ ડ ઑારમાં જ્યારે જવાન કોંટ ડ સૅાલ્ડાના દરબારની મુલાકાત પછી પાછો ફર્યો ત્યારે તે તમામ ફેરવાઇજ ગયો હતો. દરબારનો બાદશાહી ઠાઠ અને દબદબો, બાદશાહી મોજ મજાહો, બાદશાહી ચહેલમહેલ, ફ્રાંસના સર્વથી વિખ્યાત મહાપુરૂષો સાથનો સમાગમઃ—એ બધાંએ તેનામાં મોટું પરિવર્તન ઉપજાવ્યું હતું. તે જન્મથીજ એ નવા અનુભવને માટે સરજાએલો હતો. તેના બાપદાદાઓ એવીજ જીંદગીએ જીવ્યા ને કૈલાસવાસી થયા હતા. હીઆં ભુતકાળના સર્વ બનાવો—સર્વ આપત્તિઓ—સર્વ મુસિબતો—સર્વ રંજો વિસરી ગયોઃ વર્તમાન સમયમાંજ તે જીવવા લાગ્યો અને બૅલ ડ

ઑરમાં આવ્યા પછીજ તેની જીંદગી શુરૂ થઇ હતી એમ માનવા લાગ્યો. તે દર્બારમાંથી ઉત્તમ વિચારો અને અનેક ઉમદા અભિલાષાઓ સાથ પાછો ફર્યો.

"હું કશાંથી સંતોષ પામવાનો નથી !" તે મનસે વમાસતો. "આ મોજ મઝાહની જીંદગીથી મને પાકકો સંતોષ મળનાર નથી ! હું માહરા દેશ માટે ભગિરથ પ્રયત્ન કરીશ—શહેનશાહતમાં સૉલ્ડાનાનું નામ આશકારા કરીશ ! માહરા નેયાગાનોની કીર્તિને ઢાંકી નાખે એવી નામના સંપાદન કરીશ, તેમનાં કરતાં વધારે જશ અને માન મેળવીશ !"

ઉંચી આશાઓથીજ તેનું હૃદય ધબકતું હતું. માન મેળવવા અને કીર્તિ ખાટવાનો લોભ તેનાં જીગરને જોશ આપતો હતો. તે એક લડાઈ ફાટી નીકળવાની રાહ જોતો હતો કે જેમાં તે એક નામાંકિત વીર તરીકે નામ કાઢી શકે ! એક મહાન વકતા, એક મહાન રાજદ્વારી અને એક મહાન નેતા થવા તે રાજદ્વારી ક્ષેત્રમાં ઝઝુમવા તલપતો હતો.

તે બૅલ ડ ઑરમાં પહેલો આવ્યો ત્યારે તેના પ્રથમ આકર્ષણથી સંતોષી હતો. પણ હવે તેનું હૃદય જુદાજ ધબકારા લેતું હતું: મહાન માણસોમાં પણ મહાન બનવાનો તેને લોભ સ્ફુર્યો હતો. લોભથી તો તે ભરપૂર ભરેલોજ અવ્વલથી હતો, એક શિક્ષક તરીકે કંઇજ ન થઇ શકે એવા એરાદાથી તે ઇંગ્લંડમાં શાન્ત બેસી રહયો હતો પણ અત્રે તેની માતૃભૂમિમાં અને તેના હકદાર ખેતાબની પુનઃ પ્રાપ્તી પછી તેના દિલમાંનો તે વિકાર પૂર વેગ સાથ ઉભરી આવ્યો. તે એક તવંગર માણસ હતો, તે એક ઉમરાવ હતો—એ બધું તો ઠીક, હવે તે મહાન બનવાનો લોભ રાખતો હતો ! અને એ વિચાર તેનાં અંતઃકરણમા સ્ફુર્યા પછી તે ઇંગ્લંડનો વિચાર કરતો બંધ પડયો હતો. તે પોતાની પ્યારી પરણેતરનો ખ્યાલ ક્વચિતજ કરતો હતો અને દિવસો જતાં તો તે તેણીને લગભગ ભુલીજ ગયો. પણ એક સહવારે લીમાં તર્ફથી એક લાંબુ પત્ર આવ્યું કે જે તેણીના નાઝુક જીગરના દરેક જોર શોરથીજ લખાયલું હતું. તેણીએ લખ્યું હતું કે તેણી તેના વિના એકલી ઝુરી ઝુરીને મરતી હતી ! તેણી અતિ દુઃખી હતી ! તેણીને મુદલ ચેન ન હતું. તેણીએ પોતાની આ સ્થિતિ માટે તેને ઘણાં નરમ શબ્દોમાં ઠપકો લખી વાળ્યો હતો.

"લીઓ! હું એમ માનું છું કે માહરો વિચાર તાહરા મનમાં દર પળે હોવો જોઇએ. પહેલો અને છેલ્લો વિચાર દરેક કલાકે તાહરે માહરોજ કરવો જોઇએ પછી તું ગમે તેવાં અગત્યનાં કામમાં રોકાયલો કાં ન હોય! તું મને છ મહિનાની વાતપર મુકી ગયો હતો તે અરસામાંની દરેક ઘડીએ મેં તાહરી ટગર કરી છે! લીઓ! તું માહરી આગળ આવી શકતો નથી તો હું તાહરી આગળ આવું? તાહરાથી દુર હું રહેવા કે જીવવા માંગતી નથી. મને કહેવાડ કે હું આવું!"

તે પત્ર વાંચી લીઓ ચમકયો. તે અજબ થયો કે તેના દરજ્જા ને રહેણી–કરણીમાં થયલા મોટા ફેરફારની ધમચકીમાં તે તેણીને એટલી બધી હદ સુધી ભૂલીજ કેમ ગયો હતો? અને હવે તેણીને લગતી બધી વ્હાલી યાદો તેનાં મનમાં ધાઈ આવી. તેણીનો ખુબસુરત આકાર તેનાં નેત્રો સમક્ષ ખડો થયો. તેણી તેની સાથે કેવી સુખી અને આનંદી હતી! શું તે સુખ અને આનંદમાં તે હાલ મહાલતી હશે? નહીજ; તે અતિ શોકાતૂર હશેઃ તે પાછો ન ફરવાથી નિરાશ બની ગમમાં ઝુંરતી હશે, એ તેણીનું લખવું તમામ સાચુંજ હતું.

તે એક આગેવાન રાજદ્વારી બનવા તૈયાર હતો. એક મોટા લડવૈયા તરીકે નામ કાઢવા ઇંતેજાર હતો. પોતાનું નામ સમસ્ત ફ્રાંસમાં આગેવાન બનાવવા તલ્બગાર હતો પણ પોતાની મગરૂર, ટેકવાલી, ઉમરાવ દરજ્જાની માને એટલું કહેતાં બીહીતો-કંપતો હતો કે તે પરણેલો હતો—તે એક અંગ્રેજ દળણું દળનારની ખુબસુરત દિકરીનો ભરથાર હતો. તે સમાચાર સાંભલતાંજ તેની માતા ગમથી મૂઝાઇ જશે—તેણીને અણુહદ દુઃખ ઉપજશે—તેણીનાં આનંદનો સર્વથા નાશ થઈ જશે—તેણીની ભાવિ આશાઓ અને ઉમેદોના દુર્ગમાં ભંગાણ પડશે. તે તેણીને દુઃખી કરવાના ખ્યાલ માત્રને પણ ધિકકારતો હતો, તે તેણીને એટલો ચાહતો હતો કે જરાપણ તેણીનું મન દુઃખાયલું જોવા સખત નારાઝ હતો, પણ ત્યારે તેણે તેણીને કહેવું બી જોઇએજ. તેણે તે ઉપર અણુહદ ગૌર કર્યો અને આયંદેહ નિશ્ચય કર્યો કે જરા વધારે વખત પસાર થતાં–તે બધું નવું નવું સમાધાન થઇ જતાં તે તેણીને કહેશે. તે ઈંગ્લંડ દોડી પહોંચશે અને પોતાની પ્યારી પરણેતરને સાથે લઇ આવશે! જો કે પોતાનાં આગળાં ગરીબ ઘર અને પોતાને આશરો આપનાર દેશમાં જવા માટે પણ હવે તે કચવાતો હતો!

તે લીમાને ચાહતો હતો છતાં તે એમ વિચારવાથી બાઝ આવી શકતો ન હતો કે તેઓનાં લગ્ન એક ભુલનુંજ પરિણામ હતું. તેની મધુરી મહોરદાર તેની મોટી ખુબસુરતી છતાં તેના મોટા દરજ્જાને લાયક થઈ પડે એવા ગુણથી નિપુણ ન હતી. તેણી ટયુલેરીઝની દરબાર કે વરસાયલના બાદશાહી મહેલના ઠાઠ માટે સૃજાયલીજ ન હતી. તેને લાગ્યું કે એ લગ્ન કરી તેણે પોતાને ગુંચવાડામાં મૂકયો હતો! પોતાનાં કીસ્મત સામે આડ ધરી હતી. તે લીમાને અંતઃકરણથી ચાહતો હતો પણ તેજ વેળા એમ ખ્યાલ ધરાવતો હતો કે તે એ ઝુસરીથી મુકત હતે તો ઠીક થઇ પડતે!

તે પોતાની માતાને રાજી રાખવા ને સુખ દેખાડવા તલ્બગાર હતો. તે ખાત્રીથી માનતો હતો કે તે વાત જાણતાંજ તેણી દુઃખી થઈ જશે. તેને હવે લાગ્યું કે તે તેને પ્રથમમાંજ કહી દીધું હતે તો મજાનું થતે. એ મોટા ભેદ સાથે તે કાંઈ સુખી આસામી તો હવે નજ હતો.

તેણે તુરત વેળા તો પ્યાર ભર્યો પત્ર લીમા પર લખી તેમાં સંતોષ માન્યો. તેણીને ખાત્રી આપવા પાછું લખી વાળ્યું કે તે તુરત પાછો આવનાર હતો. અને ફરી પાછું તે પોતાના નવા દરજ્જા ને તેથી સ્ફુરેલી નવી અભિલાષાઓના મોહમાં તે તેણીને વિસરી ગયો.

"લીઓં!" એક દિવસ તેની માતાએ કહ્યું: 'તું માહરો કહ્યાગરો દીકરો નીકળ્યો છેઃ તાહરી દરેક રીતભાતથી હું રાજી છું! હું તને એક આગેવાન પુરૂષ કરવાની ઉમેદ ધરાવું છું! ફ્રાંસની તવારીખમાં તાહરૂં નામ સોનેરી દસ્તખતે લખાઇ રહે એવો તને બનાવવા ઇચ્છું છું. હું જોઇને ઘણી ખુશી છું કે તને પણ તેવીજ ઉંચ્ચ અભિલાષા છે, લોભ વગર કોઇપણ મનુષ્ય કીર્તિ મેળવી શકતુંજ નથી!"

"હું તે જાણું છું!" લીઑંએ કહયું.

"આપણે હવે પૅરીસ જઇશું!" માડામે આગળ ચલાવ્યું, "મને કોઇ પણ પ્રકારની ભીતિ હવે રહી નથી! હૉટેલ ડ ઑરનાં આપણાં મ્હેલમાં આપણે ઠાઠમાઠથી જઇ રહયે અને પછી મેળાવડાઓ અને પાર્ટીઓ કર્યે: અને પૅરીસની મોટે ખાંચરેની સોસાયટીમાં મોટું સેન્સેશન કરી મેલ્યે! માહરી એ વર્ષોની ઉમેદ છે ને હું હવે તે બર લાવવા માંગુ છું: માહરા દીકરા! માહરી ખાત્રી છે કે તાહરી ખુબસુરતી અને તાહરાં જ્ઞાનથી તું ત્યાં બી ઘણું માન મેળવશે! તાહરી શું મરજી છે, લીઑં?"

"જે તમારી મરજી તેજ માહરી હમેશાં સમજજો, મમા!" બેટાએ તાબેદારી બતાવી કહ્યું.

"—અને લીઓ! સાથો સાથ એક ઘણી અગત્યની બાબતપર આજે તાહરી સાથ વાત કરવા માગું છું! તે બહુ ગંભીર અગત્યતા ધરાવ બાબત–તાહરાં લગન છે! મેં એક વેળા તને કહ્યું છે તેમ એની સ તાહરી ભાવિ સરજત જોડાયલી છે! તાહરી કીર્તિના બુરજને મુસ્તર્ક કરવાનો યા ધીશો પાડવાનો એ એક ઉપાય છે! તાહરે ફ્રાંસના ઉમર વર્ગની એક અમીર અબળાને પરણવાનું છે! એક ઉમરાવ ખાન્દાનની ઉપ્ર બહોળી સત્તા ને લાગવગવાળી તવંગર કુટુંબની ખુબસુરત કન્યા સ તાહરે નેકાહ કરવાના છે જેથી તેણીનો કુટુંબી લાગવગ અને મોભો તાહ ભવિષ્યની ચઢતીઓમાં તને ખપ આવે! તું સમજ્યો કે, લીઓ?"

"હું સમજુ છું!" તેણે ધીમેથી જવાબ કર્યો.

તે શું હવે તેણીને કહે? અફસોસ! તેની ગરીબ માતાની સ આશાઓ ને ઉમીદોનો એક સપાટે નાશ થઇ જશે! અફસોસ તે લોજ તેને તે વખ્તે એ બી થયો કે લીમા બાપડી દુર એકલી મુઝા ને દુઃખી હતી. તેણે પોતાનાં મનને સવાલ કર્યો કે શું! કોઈ માણસ આવી કફોડી સ્થિતિમાં પોતાની જનેતા ને પતિના પ્યારમાં એકની પસંદગી કરવાનું જીગર ચલાવવા જેટલા મુશ્કેલ સંજોગે મુકાયો હશે કે?

"શહેન્શાહબાનુએ પણ તાહરાં લગનની બાબતમાં ઉલટ લીધેલી તેથી મહને ઘણો સંતોષ ઉપજ્યો છે."

ખરેખર તેવણ ઘણાં માયાળુ છે ત્યારે તો માહરી તરફ!" આનંદથી કહ્યું અને તેજ વેળા વિચાર્યું કે તે એક દળણું દળના દિકરીને પરણેલો હતો એમ જાણતાં તેને માટે શહેન્શાહબાનું શું વિચારશે

"તેથીજ તો હું પેરીસ જવા અતિ આતુર બનેલી છું!" માએ કહ્યું. "પેરીસમાં ધનાઢ્ય ને ઉમરાવ કુટુંબની ઘણી ખુબર નબીરીઓ તને જોવાની ને પીછાણવાની ટક મળશે! અને ઉમેદ લીઓ, કે તાહરા ઇંગ્લંડ મધેના વસવાટ દરમ્યાન તને લગ્ન સંબં અંજી વહેલાં લાગ્યાં ન હશે!"

"ચટ !" તેણે દમ પીસીને હુંકારો કર્યો.

"પ્યારનાં લગ્ન સંબંધી હું કહું છું ! અથવા તો કંઇક તેવાંજ ચેડાં વાસ્તે ! ઇંગ્લંડમાં લગ્ન સંબંધી જે વહેવાર છે તે મને તદન નાપસંદ છે!—તે ધિક્કારવા જોગ છે ! એ બાબતમાં આપણી પ્રજાના વિચારો વધારે શ્રેષ્ટ પંક્તિના છે! પ્યારનાં ચેડાંની કાંઇ જરૂરજ નથી: બે સરખેસરખાં ઉમરનાં, એક સરખાં તવંગર ને આબરૂદાર છોકરી છોકરાંઓ તેઓના માબાપ અને મિત્રોને ગમે એજ બસ, સરસ ને ઉત્તમ છે. લીઓં, તાહરાં લગનની પસંદગીની બધી ધધુખર હુંજ કરશ ! તને તેમાં કંઇજ બોલવાનું કે બબડવાનું રહેશે નહી!"

તે એક દુઃખના નિસાસા સાથ પોતાની માવિતર આગળથી હઠી ગયો !

## પ્રકરણ ૨૫.

તે વેળાની પૅરીસની જીન્દગી મોજમજાહ, ઠાઠમાઠ, રંગરાગથીજ ભરેલી હતી. સૉલ્ડાનાનો જવાન કાઉન્ટ તેની મોહીનીમાં મજબુત ફસ્યો. તે જમાનાના સર્વથી આબાદ શહેરની દિલ ખેંચનારી મોહીનીએ તેને વશ કર્યો. ઑપેરા, નાટકો, બૉલો, દરબારના મેળાવડાઓ—એ બધાંથી તે અંજાઇને મોહમુગ્ધ બની ગયો. પહેલે ઓપેરા જોતાં તેને દર રાત્રે ઓપેરા જોવાનુંજ મન થયું: ત્યાંના દિલખુશ ગાનતાનથી તે આશ્ચર્યચકિત બની ગયો. પછી બૉલની મોહીની તેના કરતાં વધુ મન આકર્ષક ને દિલ લલચાવનારી તેને ભાસી, એમ એકેક પછી તે બધી મોહીનીઓમાં તે તમામ મોહમુગ્ધ બની ગયો.

"જીંદગીમાં આવી ચીઝો બી અસ્તિત્વ ધરાવે છે એવું અત્યાર તુલીક હું જાણુતોજ ન હતો !" તે મનસે વમાસ્તો.

આખા પૅરીસમાં હાલ તેનાં જેટલું લોકપ્રિય, મ્હોટો આવકાર પામતું ને દરેક રીતનું માન મેળવતું મનુષ્ય કોઇ ન હતું, અને લોકે જ્યારે જાણ્યું

કે કૉંટ ડ સૅાલ્ડાના પર દરબારમાં પણ ધરાંપરાં થનાં હતાં ત્યારે તો તે માન અને લોકપ્રિયતામાં અવધિજ થઇ. લીઑાં તે બધી મોજમજાહોમાં ગોયા છાકટો થયો હતો.

મૅડામ ડ કૉંટેસ એ બધું ચુપકીદીથી જોતી અને સમજતી હતી. તેણી પ્રફુલ્લિત હ્રદયે વમાસ્તી કે બધું તેમ થવુંજ જોઇતું હતું. તેનો લાડકો દિકરો તે સર્વને લાયકજ હતો!

અને હતું બી તેમજ! કોંટ ડ સૅાલ્ડાનામા માત્ર બેજ મોટા દુર્ગુણો હતા તે એ કે પોતાની માતાની દરેક મર્જીઓને તે નમી જતો અને પોતાનો એક પુરો ભેદ તેણીથી ડરી જઇને છુપો રાખતો. તે મોજ મજાહથી સંતોષ મેળવી શકયો ન હતો. તેનાં અંતરમાં લોભના દર્યા ઉછળી રહ્યા હતા. થોડાજ અઠવાડયાંમાં તે મોજ મજાહોની ઘેલચ્છા નાબુદ થઈ અને તેને મોટી અભિલાષાના દૈત્યે ઘેર્યો. સપ્ટેમ્બર મહિનો એમ કરતાં આવ્યો. થોડાં અઠવાડયાંઓ વધુ વિટતાં લીમાને ત્યાગી આવ્યાને એક વર્ષ પુર્ણ થનાર હતું. તે કોઇ વેળા તે વિચારે દિલગીર થતો હતો અને દુ:ખી લીમાનો ખ્યાલ તેને ઘણો ખુંચતો હતો.

એક વેળા લીમાનોજ વિચાર કરતો તે પોતાના હોટલ ડ ઑારના મહેલના પોતાના એલાહેદા રૂમમાં બેઠો હતો. તે રૂમ તે મહેલનો સર્વથી સરસ રૂમ હતો કેમકે તેની બારીઓમાંથી ટયુલરીઝનો નામાંકિત બાગ નઝરે આવતો હતો અને તે ભાગ આખા પૅરીસ નગરમાં બહુ રમણ્ય હતો. એક બાદશાહી તજ્જુમલથી અને લીઓને જોઇતી અને ગમતી દરેક ચીઝોથી તે રૂમ આરાસ્તા કરેલો હતો. તે તેની માતાની અંગત દેખરેખ હેઠળ સંગારાયલો હતો કે જેણી પેરીસમાં આવ્યા પછી મોટી મોટી પાર્ટીઓ અને મેળાવડાઓ કરી સર્વમાન્ય થઇ પડી હતી. પેરીસની સોસાયટીમાં તે પુજાતી હતી અને પોતાના તે વગ અને વૈભવમાં તે આનંદથી ઉછળતી હતી. અમોએ ઉપર કહ્યું તેમ લીમાને લગતા વિચારો કરતો લીઓાં બેઠો હતો તેટલાં તેની મા હસ્તે ચ્હેરે દાખલ થઈ.

"મમા ડીઅર! કંઇ માહરા રૂમમા આવવું થયું? હું તમને અત્રે જોઇ બહુ ખુશી છું!"

"માહરા દિકરા!" તે માએ ગંભીર મિઠાશથી કહ્યું: "હું તાહરે માટે સારા સમાચાર લાવી છું!"

"તેમ તમારા ચેહરા ઉપરથીજ દિસે છે. તમેં આજનાં જેવાં ખુશાળ ને સુખી કૌવચિતજ દિસ્યાં છો–મમા !"

"હું કદિ એટલી સુખી હતીજ નહી !" તેણીએ ધીમેથી કહ્યું. "હું ખુદાનો તે માટે આભાર માનું છું. માહરા દિકરા ! માહરી જીંદગીની દરેક તમન્નાઓ પુરી થઇ છે! આજે જે સમાચાર હું લાવી છું. તે તાહરે કાજે અત્યંત સારા છે, મેં કલ્પી રાખેલીજ મ્હોરદાર મેં તાહરે વાસ્તે ખરેખર ગોટી કાઢી છે ! જો ખુદ ખુદાએજ તાહરી પોસ્તુપનાહી કરી તાહરી બાયડી શોધી કાઢી હતે તો તે પણ એના કરતાં વધારે સારી શોધી શકને નહી, માહરા દિકરા ! હું તાહરે માટે ઘણાજ સારા ને સગનવંતા સમાચાર લાવી છું !"

થોડીક ક્ષણ જવાન કાઉન્ટ ચુપ બેઠો. તે પોતાની માતાના મગરૂર દસ્સાદાર ચ્હેરા ગમ અજાયબીથી જોતો હતો. તેણી એ બાબત માટે શું સમજતી હતી અને તેથી ઉલટું તે પોતે શું સમજતો હતો !

"મને એક ખઝાનોજ મળ્યો છે !" તેણીએ ઉત્સાહથી ચલાવ્યું: "એક નહી આંકી શકાય એવું બેમુલ ઝવેર હાથ લાગયું છે ! મને લાગે છે કે આખી દુનિયામાં એજ એકુલી ત્માહરે લાયકની છોકરી છે, તેણી ખુબસુરત છે, લીઓં ! તેણીનો ચ્હેરો ઘટમદાર ને રૂઆબવાળો ને ઘણોજ મોહક છે. તે તું જોતાંજ તેની પર નેસાર થઇ જશે ! તેણી જેવી તવંગર અબળાઓ ફ્રાંસમાં આંગળીના કાપા ઉપર ગણાય તેટલીજ છે. તેણી એક નામાંકિત અને પુરાણું કુટુંબની એકલી હૈયાત નબીરી ને વારસ છે. તેણી હું તો એમજ ધારૂં છું ને ધારતી રહીશ કે તાહરેજ માટે જન્મી છે !"

તે એક વિચિત્ર હસ્વું હસ્યો કે જે તે માતા પોતાના ઉશ્કેરાતમાં જોઈ શકી નહી.

"પણ મમા !" તેણે કહ્યું ! "એ તમો કહો છો તે બેમુલ ઝવેર કોણ છે ?"

"હેલન ડ સએશન !" તેણી ધીમેથી બોલી. "ડ સએશન કુટુંબની એકલી વારસ ! જો તું તેણીનો ભર્થાર બને તો તાહરી ને તેની મિલ્કતો એક થતાંજ તું ફ્રાંસના શાહઝાદાઓની ગણુનામાં આવશે ! તેણી ખુબસુરત, મગરૂર ને વળી સોસાયટીની રાણી તરીકે એકે અવાજ સ્વીકારાયલી છે.

એક રાણી થવા માટેજ જાણે તેણી સરજાયલી છે. દોલત પણ તેણીની બે શુમાર છે. તેથી વધુ દઉલત ફ્રાંસમાં ભાગ્યેજ કોઈ બીજા પાસે હશે! તેણીની મિલ્કતનાં ભાડાંની ઉપજનો આંકડો જાણી તું અજાયબીથી આભો થઇ જશે! વળી તેણી ઉમરાવ કુટુંબની બાપદાદેથી છે અને એવી એકને વરવાથી તું વર્ષો પછીજ બની શકે એવો મહાન ને લાગવગ્યો માણસ એક લેહઝામાં બનશે! દરેક ચીઝ તાહરી થશે! મોટી દોલત, મોટી સત્તા, મોટી કિર્તિ અને વળી એક કોઇની પણ ઇર્ષા ઉત્પન્ન કરે એવી ખુબસુરત મહોરદાર; લીઓં! તાહરે ગુઠણ મંડયે પડી ખુદાના શુક્રાના અદા કરવા જોઇએ છે! હું નહી ધારતી કે આખાં ફ્રાંસમાં તાહરા જેવો ભાગ્યશાળી બીજો કોઇ જવાન હશે!" એટલું બોલી માડામ ડ સોલ્ડાનાએ સએશન ફેમીલીને લગતો આગલો ઇતિહાસ લંબાણથી તેને કહી સમજાવ્યો, તેઓની ભારી લાગવગ, નામના અને દોલતનું બારીક વર્ણન તેણીએ કર્યું. તે છતાં લીઓં ખામુશ બેસી રહયો. પોતાની માતાને પોતાનો ભેદ કેમ કહેવો તેજ તે સમજી શકયો નહી.

માડામ લ કોંટેસે પોતાના બેટા ગમ જોયું. તેની ચુપકીદીથી તે સ્હજ અજબ થઇ—તેણીએ તો વકી રાખી હતી કે તે સારા સમાચાર સાંભળતાંજ તે અણહદ ખુશાલીની એક બુંમ પાડી ઉઠશે—આનંદથી હદબાર હરખાઇજ જશે! પણ તે બદલે તે તમામ શાન્ત અને ચુપ હતો.

"તું કંઈ કહેતો કેમ નથી, લીઓં?" તેણીએ પૂછયું: "હું ધારૂં છુ કે તું ખુશી તો થયોજ હશે! હું તને માહરા વિશ્વાસમાં લઇ કહું છું કે એ લગ્ન થયલાં જોવા શહેન્શાહબાનુ પણ ઇંતેજાર છે. દરેક રીતે સારાં વાણાં છે—બધું આપણા લાભનું છે: માહરા આનંદની એ સર્વથી પરિસિમા થઇ છે."

તોબી લીઓં કંઇજ બોલ્યો નહી કે તે માતાના મનમાં પણ સ્હજ બી ભ્રાંતિ થઈ નહી કે તેણીની મોટી ઉમેદોનો કિલ્લો એક ઝપાટામાં તુટી પડનાર હતો!

"શહેન્શાહબાનું સાથે મને એ વિષે વિસ્તારથી વાત થઇ ચુકી છે! અને હું માડામ ડ વસે કે જે મોડમુવાઝેલની કાકી ને ગાડર્યન છે તેને પણ મળી ચુકી છું!"

હવે લીઓંએ જોયું કે તેણે બોલવુંજ જોઇએ. તેણીને મારી નાખવી તેને માટે સહેલ હતું પણ તેણીને તે કહેવાનું તેને માટે અતિ કઠણ હતું!

"મમા!" તેણે ઘણુાજ ધીમા સાદે કહયું: "માહરે માટે વધુ રીકઝીક એ બાબે ન કરો! મેં ને માટે તમને અત્યાર વેરમાં કહેવા ઇચ્છયું ન હતું પણ ખરી વાત એ છે કે-હું પરણેલો છું!"

અને તે શબ્દો પુરા થતાં મોહત જેવી ભયંકર ચુપકીદી ત્યાં ફેલાઇ.

## પ્રકરણ ૨૬.

એક ભયંકર ચુપકીદી ત્યાં ફેલાઇ રહી—જાણે કુલ કુદ્રતજ શાંતિ ધારી બેઠી, પવનની લહેર પણ પડી ગઈ. તે રૂમમાં મુકવામાં આવેલાં સુંદર ઝાડોના પાંદડાંઓનો ધીમો ખડખડાટ પણ તેથી અટકી ગયો. તે ચુપકીદી અતિ ગંભીર હતી. અંતે તે બોલો બોલાઇ ચુકયા હતા, બરફ ભાંગ્યું હતું. પ્રથમ પગથ્યું દાવાનળ દુઃખ પછી લીઑંએ વટાવ્યું હતું. તેણે હવે હિંમત આણી પોતાની માવિતર ગુમ જોયું તો તેણીમાં ગઝબ ફેરફાર તે થોડીક ક્ષણોના દરમ્યાનમાં થઇ ગયલો જોયો. તેનો સીધો આકાર વળી ગયો હતો; તેનો ચ્હેરો ફીકો મારી ગયો હતો; તે ઉપર ગભરાતનાં ચિન્હો સ્પષ્ટ નજરે આવતાં હતાં. તેણીની આંખો ગભરાત ઉપજાવે એવી કીસમની બની ગઇ હતી.

"પરણેલો!" તેણીએ ગંભીર અવાઝે પુછ્યું.

"મમા! માહરે અગાઉથી કહેવું જોઇતું હતું!" લીઑંએ ધીમે સાદે ચલાવ્યું. "પણ હું જાણતો હતો કે તે સમજતાં તમો અતિ ખેદ ખાઈ જશો ને તેથીજ હું ન બોલ્યો હતો-કહેવાની હિંમત કરી શકયો નહતો!"

"પરણેલો!" માડામે કદરબીહામણા સાદે કહ્યું: "હું માનતી નથી; તું કહેછ તે ખરૂં નથી!"

"તે તમામ ખરૂં છે!" લીઑંએ ગંભીરાઇથી કહ્યું! "હું ઇચ્છું છું કે એ શોકાગ્નિમાંથી મે તમને ઉગાર્યાં હતે!"

ને પોતાની માતાની નઝદીક ગયો. તેણીની ફુલટ, હોંશ તણાંઈ ગઇ હતી—તેણીનો સીધો ટેકદાર આકાર ધ્રુજતો અને નબળો પડેલો દિસતો હતો. તેણીનાં ચ્હેરા ઉપરનો દમામદાર ઠસ્સો નાબુદ થઇ ગયો હતો, તેણી સોફા ઉપર નિસાસ થઇ ઢળી પડી હતી. લીઓએ તેણી ભણી આશ્ચર્યથી જોયું.

"મમા!" તે બોલ્યો, "તમે છેકજ ગમ ખાઇ ન જાવો—હું તમને દુ:ખી જોઇ શકતો નથી: તમે તેણીને જોશો ત્યારે——"

તે શબ્દો સાંભળી તે મગરૂર માતા છંછેડાઈ પડી.

"હશ! તું સમજી શકતો હોય એમ હું ધારતી નથી!" તે બોલી.

"હું બધું સમજું છું! તમારી સાથ રહેવા ને વસવા પછીથી મેં કળીજ લીધું હતું કે એ સમાચાર જાણતાંજ તમને કેટલું મોટું દુ:ખ થશે!"

"તેં મારૂં જીગર તોડી નાખ્યું છે!" તે માતાએ હદ વિનાની નિરાશાથી રડી પડતાં કહ્યું. તે શબ્દો સમજી લીઓનું કાળજું ચીરાઇ ગયુ. તે પોતાની ખુબસુરત ઉમરાવ ટોરની મગરૂર માતાને કેટલો વ્હાલો હતો તે અત્યારતુલીક જાણતો ન હતો. હવે તેનું મોટું દુ:ખ જોઇ તેને સખ્ત આઘાત થયો. તેણે તેણીને દિલાસો દેવાની તથા સમજાવવાની તજવીઝ કરી: તે તેણી પાસ ગુઠણભંડગે બેઠો.

"તમે મારીપર ગુસ્સે ન થતાં, મમા ડીઅર!" તેણે ઉમેર્યું. "તમારી જીંદગીમાં તમો કેટલી મુશીબતો ને દુ:ખો સ્હેવી ચુક્યાં છો! મમા, તમને જાસ્તી દુ:ખ ઉપજાવવા માટે હું મને પહેલાં ધિક્કારૂં છું! બોલો–મારી સાથ વાત કરો–ને એટલાં બધાં બેચેન ને અંત વિનાના નાસિપાસ ન થાવ!"

"તેં મારી જીંદગી ખરાબ કરી છે!" તેણી દુ:ખી થઇ બોલી, "તેનો બગાડ અને નાશ કરી મેલ્યો છે!"

"મેં ખોટું કર્યું છે એમ હું કબુલું છું," તેણે ગંભીરાઇથી કહ્યું: "પણ તે કંઇ ઘણું ખોટું તો ખરેખર નથીજ! મારી પરણેતર જવાન, ખુબસુરત ને એક લેડી જેવીજ છે!"

"તારી કોણ?——" તેણીએ પુછ્યું.

"મારી ધણીયાણી."

"મને એ કમબખ્ત ભયંકર બોલ કદિ પાછો ન સંભળાવનો !" તેણીએ ફરમાવ્યું–"કદિ કદિ નહિ!"

"—પણ મમા, મ્હારે તો તે હું જ્યારે તેણી માટે વાત કરૂં ત્યારે ફરજ્યાત વાપરવોજ પડશે ! બીજા શું શબ્દથી હું તેણીને સંબોધી શકું ? તેણી મ્હારી ધણીયાણી છે !"

બાઈએ પોતાનો ભયાયલો ફીકો ચ્હેરો તેના ભણી ઉઠાવ્યો.

"મ્હારા દિકરા ! એ કરતાં બીજું કંઇ બી હતે તો મને મુઝાંકો ન હતો ! આવાં દુઃખ બદલ આપણે આવારાવતનજ જીવ્યાં અને મર્યા હતે તો લાખોવાર બહેતર થતે ! હવે આ વૈભવ—આ પદ્વિ શા ખપનાં છે ? મેં કિસમત સાથે મ્હારી આખી જીંદગી બાથ ભીડી હતી અને આજે મને તેની આગળ એકાએક નમી જવું પડે છે ! હવે વધુ બાથ મ્હારાથી ભીડી શકાવાની નથી. મ્હારા વિજય સાથેજ મ્હારો પરાજય બી થયો છે !" તેણીએ પોતાંના હાથો અગાધ ગમથી મસલ્યા.

"મ્હારા દિકરા ! તેં ત્હારી જીંદગી ખોટી કરી છે ! ત્હારી કીર્તિના કોટને તોડી પાડયો છે !" તેણી રડતી બોલી. "ત્હારા ભાવી સુખના મોટા સ્વપ્નાઓ ભ્રષ્ટ થયા છે ! બધી મોટી આશાઓ ને ઉંચી ઉમેદો પર પાણી ફરી વળ્યું છે ! અરે લીઓ, લીઓ ! એ તેં શું કર્યું ?"

તે ચુપ ઉભો હતો. તે તેણીને રડતી જોઇ શકતો ન હતો, તેની માય દુઃખી કદી બી દેખાઇ ન હતી. તેણી થોડીકવાર પછી થોડીક શાંત થઇ.

"લીઓ ! મને એ બાબે વધુ ખુલાસો આપ ! તું કોઇ મોટા ખાન્દાન-નીજ નબીરીને પરણેલો છેની ? સૉલ્ડાનાના ખાન્દાનમાનો કોઇપણ ઉતરતી પંકતિમાં પરણ્યો નથી. તેઓએ પોતાની મોટી પદ્વિને બરનીજ પરણેતરો સદા આણી છે અને તેં—સૉલ્ડાનાના છેલ્લા નબીરાએ પણ ત્હારી ભુતકાળની કીર્તિને જેબ દે એવીજ પસંદગી કીધી હશે !"

"નહી મમા ! તેમ નથી ! મ્હારી બાયડી એક લેડી જેવી અને ઘણી ખુબસુરત છે. એવી ખુબસુરતી કે તેવી તમે કવચિતજ જોઇ હશે. તેણી શીખેલી ને બધી રીતે કેળવાયલી છે, તે ઘણા ઉમદા ખ્યાલની મધુરી છે, પણ જન્મે તે લેડી નથી ?"

"ત્યારે તે છાંડાવાળી હશે ! અથવા મોટી દોલતની વારસ હશે ?"

"નહી—તેમ પણ નથી !"

"ત્યારે તેનાં સગાં વ્હાલાઓ મોટાં ખાનદાનના ને લાગવગ્યાં હશે !"

"નહી ! તેમ બી નથી, મમા !" લીઓએ જવાબ વાળ્યો અને પછી પોતાની ચશ્મો ભ્રુમીપર ચોંટાડી દીધી. તે પોતાની માતાના ચ્હેરા સામું જોવાની હીંમત પણ કરી શક્યો નહી.

"ખાનદાની નથી—પૈસાવાળી નથી— લાગવગવાળી નથી—કોઇજ નથી. ત્યારે તું પરણ્યોજ કેમ ને કાંય, લીઓ ?"

તે ચુપ ઉભો. આનો જવાબ તે દઇ શક્યો નહી. એલનવોટર અને તેની આસપાસનો રમણ્ય પ્રદેશ તેમજ લીમાનો મીઠો આકાર તેનાં નેત્રો સમક્ષ તે પળે તરી આવ્યો.

"તું પરણ્યોજ કાંય ?" માડામે પાછું પુછ્યું: "મને જવાબ આપ !"

"હું તેણીની મહબ્બતનાં મસ્ત બન્યો હતો," તેણે કહ્યું: "તેણીના પ્યારમાં માહરાં તમામ જીગરથી ચકચુર બન્યો હતો." માડામના ચ્હેરા ઉપર અણહદ ધિક્કારનાં ચિન્હો ફરી વળ્યા.

"હું જાણતીજ હતી–" તેણી કડવાસથી બબડી, "અને તેની ખબરજ હતી. એ ચેડાંને ખાતર તેં તાહરી સમસ્ત જીંદગીનો નાશ કર્યો. તાહરી આશાવંત કારકિર્દિનું એ અતિ મુર્ખ અને નબળા વિકાર કાજે બળિદાન દીધું."

"મને તે મોહત કરતાં પણ જાસ્તી બળિષ્ટ ભાસ્યો, મમા," તેણે કહ્યું.

"હા ! કારણ તું તેનો ગુલામ બન્યો હતો. હું એવા હઝાર વિકારોને માહરા પગ તળે કચડી મેલતે ! લીઓ, તેમ કરી તેં તાહરી કુટુંબી કીર્તિનો ભોગ આપ્યો છે, તાહરાં હિદયનો અન્ત આણ્યો છે."

"મમા, તમે મને ગેરઇન્સાફ કરો છો !" તેણે નરમાશથી કહ્યું "મેં જ્યારે આ પગલુ ભર્યું ત્યારે આપણા છુટકારાની કે આપણી પદ્દિની પુનઃ પ્રાપ્તીની ઝાંખી આશાએ નહતી. લીન્ની નિશાળમાં છોકરાઓને આપણી ભાષા ભણાવતાં હું તમામ કાયર થઇ ગયો હતો. મને કોઇ દુરીતની ઉમેદ નહતી અને મમા, જ્યારે મેં તેણીને ચાહી–તે અતિ ખુબસુરત—અતિ પ્રેમાલ–અતિ મધુર પ્રેમદા સાથ મહરો પહેલાં ભેટો થયો ત્યારથીજ માહરી

જીંદગીમાં મોટું પરિવર્તન થયું ! મને ત્યાં ચેન કે સુખ નહતું. તે બને તે પછીથીજ મને પ્રાપ્ત થયાં. માહરી જીંદગીજ ગોળા ફેરવાઈ ગઇ. મને લાગ્યું કે તેણી વિના હું જીવી શકનાર નહતો."

"છટ !" તેણીએ તુચ્છકાર કર્યો. "તાહરી આશા ને વિચારો તો ફ્રાંસ-માંજ ધરઘાલી રહેવા જોઇતા હતા ! બહારનો વિચાર કરવા જેટલો નાદાન ને મુર્ખ તું થઇજ કેમ શક્યો !"

"પણ તે વેળા ફ્રાંસ મને સ્વિકારશે એમ હતુંજ કયાં જે ? મમા, ત્યાં માહરી જીંદગી કવી કંગાળ એકલવાઇ ને દુઃખી હતી તેનો ખ્યાલ તમને આવી શકે એમ નથી ! નહી મિત્ર—નહી મદદગાર કે કંઇ આશા વગર છોકરાઓ સાથે આખો દિવસ માથાફોડ કરી હું જીવતો હતો. માહરી કદરખાનાર—મને ચાહનાર—માહરી સંભાળ લેનાર કોઇ નહતું !"

"લીઓં ! ખુદાને ખાતર એ બધા લાગણીભર્યા શબ્દ પ્રયોગો કરવાનું મોકુફ કર ! હુ એવું નોન્સન્સ સાંભળવા માગતી નથી !"

"તેણી મને મળીને મળીજ માહરી તે કંગાળ અવસ્થામાં ફેરફાર થયો—માહરી જીંદગી સુખમય બની. સુખનો સુર્ય તે ઘડીથીજ ફક્ત તળુ થયો. હું એમ ખાત્રીથી માનું છું મમા કે માહરા દેશવટાના દિવસો—તેણીને મળવા આગાઉના દિવસો હું જાણે જીવ્યોજ નહતો. તેણીને હું મળ્યો—તેણીને ચ્હાતો થયો, મને માફ કરજે—મમા, પણ માહરાં ઘડનાં ઘડથી હું તેના પ્યારનો પરસ્તાર થયો !"

"મને મુળ બાબતથી વાંકફ કર, પ્યારના ટાહેલાં જવા દે." તે માતાએ મીઝાઝથી કહયું.

"હું એક સાધારણ છોકરીની જીંદગીને ચાહી શકયોજ નથી." લીઑંએ આગળ ચલાવ્યું. "પણ તેણી એક શાહઝાદી જેવીજ છે. કેળવાયલી, રૂપ-સુંદર, અને રીતભાતની તમામ અપ-ટુ-ડેટ એવી કે ગામના લોકો તેને લીનની લલનાના મગરૂરીભર્યા છલકાબથી પીછાણતા હતા; એલન વેટર નામની એક અતિ રમણ્ય નદીને તીરે તેણીનું ઘર આવેલું છે. અને તે સુંદર નદીની ટળેટી, કીનારા ઉપરજ અમે પ્રથમ મળ્યા હતા.

મમા, તમે તેણીને જોઇ ખુશી થઇ જશો, અને મને માફ કરશો; ભીણા વાયોલેટના મધુર ફુલ જેવી એની આંખો મોહક અને ભલુ છે.

તેણીના મનોહર મોડકાવાળા માથા ઉપરના વાળો સુંદર સોનેરી છે. એક ચીતારાને ખુશ કરી મેલે એવો તેનો મોહક મધુરો મુખડો છે. તેણીજ પોતાના દેશના એક બહુ પુરાણા પણ અતિ સુંદર ગાયનમાં ગાય છે કે—

ખુબસુરત એલનના કીનારા પર
નથી કોઇ તેણી જેવી સુંદર."

"હું તાહરી કવિતાઓ ને લાગણીઓના શબ્દો સાંભળવા માંગતીજ નથી. મને મુળ બાબતોથીજ વાકેફ કર," તે માતાએ દ્રઢતાઇથી કહ્યું.

"અરે મમા, શું તમે કદી જવાન ન હતાં?"

"હું તને કહી ચુકી છું કે મને એવું નોનસન્સ પસંદ નથી," તેણી બોલી; "હું તાહરી જવાનીની મુર્ખાઇઓ સંબધી જાણવા માંગુ છું, માહરી નહી."

તે શબ્દોના પ્રહારથી તે ગુસ્સે થયો, પણ તેણે પોતાનો ક્રોધ સમાવી દીધો. તે શબ્દોથી તેને સખ્ત લાગી આવ્યું.

"મમા, એટલાં બધાં સખ્ત અને ઘાતકી ન બનો." તેણે અરજ કરી, "મને દરેક ખાત્રી છે કે માહરી બૈરી તમે જોશો તો તે જરૂર તમને ગમશે."

તે માતાના મુખ ઉપર છવાયલી તીરસ્કારની લાગણી લીઑં માટે જોવા જોગ તો નજ હતી.

"તાહરી બૈરીની ખુબસુરતીની તારીફ ગાવામાં તું એટલો ચકચુર થઇ ગયો છે કે તેણી કોણ છે તે કહેતોજ નથી. મને કહેશે કે કૉટ-ડ-સોલ્ડાના કોના સાથ લગ્નના ગાંઠથી જોડાયા છે?"

"તમો ખરૂં જાણશો ત્યારે તમે શું કહેશો, મમા— હું એક અંગ્રેજ દળણું દળનારની દીકરીને પરણ્યો છું." લીઑં બોલ્યો, અને તેણે પોતાની આંખો તેણીના ચ્હેરા ઉપરથી ફેરવી નાંખી.

## પ્રકરણ ૨૭.

તે કદી એવી ક્રોદે ભરાઇ ન હોતી.

"એક દળણુ દળનારની છોકરી," તેણી ભારે તીરસ્કારથી બબડી, "શું સંરસ સારું! સોલ્ડાનાના ઉમરાવ ખાનદાનનો છેલ્લો નબીરો અને એક નીચ દળણુ દળનારની દીકરી જોડે સંબંધ કીધો, લીઓ, તાહરૂં ભેજું તો ગુમાઇ ન ગયું હતું, તાહરી બુધ્ધી તો ગઇ ન હોતી?"

"નહી, મમા, માહરી બુધ્ધી અને ભેજું બને સલામત હતું, ફક્ત માહરૂં જીગર ચોરાઇ ગયું હતું." લીઓએ જવાબ કર્યો.

તે માતાએ અનહદ ધીક્કારની એક નજર પોતાના બેટા ભણી ફેંકી.

"તાહરે માટેની માહરી બધી ભરી ઉમીદો અને આશાઓનો આ મજાનો અંત આવ્યો?" તેણી કડવાસથી બોલી "એ તું એટલો મુરખ બનીજ કેમ શક્યો હશે, લીઓ. એટલો અવિચારી ને બુખખ."

"મમા, મને દીલાસો આપો. યાદ રાખો કે હમણાની માહરી સ્થિતિ વીશે તો એક દુરનો ખ્યાલ વટીક તે વેળાએ મને નહોતો." તેણે પોતાની માવીતર પાસેથી ન્યાયની યાચના કરી.

"મને કહે "તે માતાએ અધીરાઇથી પ્રશ્ન કર્યો, "કે જો તું એ ફેરફારની બીના જાણતો હતે તો એ પગલું ભરતે કે? આ કમનસીબ લગ્નની જાુસરીમાં જોડાતે કે?"

તેણે જવાબ દેવા અગાઉ થોડીક પળો વિચારમાં વીટાડી.

તે લીમાને ચાહતો હતો, પણ આ નવી જીંદગી—તેનું મોટું માન અને મોજમજાહ કંઇ તેથી તેને ઓછી પ્યારી થઇ પડી નહતી.

"મને જવાબ દે!" તે માતાએ એક પળ પછી તકાજો કર્યો.

"નહી!" તેણે કહ્યું, "હું ન વરતે. એ ફેરફારની મને ખબર થઇ હોતે તો હું લીનને તે ઘડીએજ છોડી આવતે. હું કદી પરણુતે નહી!"

તે જવાબથી તે માતા કોંચીત દરજ્જે સંતોશ પામી.

"તું એટલું સમજી શકે છે એ જોઇ હું ખુશી છું," માડામ ડ સોલ્ડાનાએ કહ્યું.

ત્યાર પછી તેણી ગંભીર વિચારોમાં નીમગ્ન થઇ ગઇ. લીઓં પણ ખ્યાલોમાં ચકચુર થયો. તેણીની માતા વખતના જવા સાથ શાંત થઈ, તે મધુરી મોહરદારને હેતથી આવકાર દેવા કબુલશે એવા ખ્યાલોમાં તે ગુંઠાયો. થોડી પળો પછી તેની માતાએ કહયું, "લીઓં, હું તાહરી પાસથી એક વચન માંગુ છું. આ તાહરાં અત્યંત બેહુદા લગ્નની વાત એમજ ગુપ્ત રાખજે. તે બાબે છ અઠવાડયાં સુધી માહરી આગળ વટીક પણ બોલતો ના. મને એક વિચાર સુઝયો છે. હું તને તે કહેવા માગતી નથી, તે ઉપર હું ખ્યાલ કરવા માંગું છું તેટલો વખત સુધી એ બાબે કોઇ આગળ એક વરાલ વટીક કાઢતો ના. તું મને વચન આપે છે?"

"હા."

"એ છ અઠવાડયાંના અરસા દરમ્યાન તું કોઇ આગળ ન બોલે તે ઉપરાંત તાહરે ઇંગ્લાંડ પણ ન જવું એવું હું માગી લઉં છું. અથવા, તેણી ઉપર તાહરે કાગળ બી ન લખવું એમ તો હું કહેવા માગતી નથી. પણ તાહરે જવું તો નહીજ."

"એ પણ મને કબુલ છે," તેણે તાબેદારીથી માતાની આજ્ઞા કબુલ કરી.

"મને એથી કંઇક સંતોષ થયો છે." કોંટેસ બોલી. "મને ઘણું લાગ્યું છે. એ માહરાં દીલને થયલો જખમ રૂજવવા તાહરે મને મદદ આપવી જોઇએ. તાહરે આજે રાતે માહરી સાથ માડામ ડ સેંટના બોલમાં આવવું પડશે."

"હું ખુશીથી આવીશ." લીઓંએ કહયું.

"તું ત્યારે સ્પષ્ટ સમજયો કે, લીઓં," તે માએ ફરીથી સમજાવ્યુ, "કે છ અઠવાડયાં સુધી આપણા વચ્ચે તહકુબીનું કરારનામુ થયું છે; ત્યાર પછી આપણે લડીશું."

"આપણા વચ્ચે કદી લડવાનું થશેજ નહી, મમા," લીઓંએ પોતાની માતાના હાથો ચુમી કહયું.

"છ અઠવાડયાંની તહકુબી ત્યાર પછી હું માહરો વિચાર અમલમા મેલીશ."

"તેનું શું પરીણામ આવશે, મમા?" તેણે હસીને પુછયું.

"તેથી તું અચરત થઇ જશે," માડામે કહયું, "પણ તે વીશે હમણા બોલવા માંગતી નથી; છ અઠવાડયા સુધી નહી. પછી સૌ થઈ રહેશે."

તે વાત અત્રેજ અંતે અટકી. તે રાતે લીઓં પોતાની મા સાથ માડામ ડ સેંટના બૉલમાં ગયો. ત્યાં ખાસ લઇ જવામાં તેની પાવરધી માતાની મતલબ હતી. હૅલન ડ સયશન, પેલી દોલતમંદ ઉમરાવજાદી કે જેણીને પોતાની વહુ બનાવવાની તમન્ના તેણીએ મનમાં રાખી હતી તે ત્યાં આવનાર હતી. અને લીઓં સાથ તેણીનો મેળાપ કરાવવાનો, તેણીની અતી મોટી ખુબસુરતીથી તેને અંજાવવાનો તેનો મનોરથ હતો. અને તે માનો આંતરીક ખુશહાલીભર્યો તે મનોરથ સિધ્ધ થયો. હેલન ડ સયશનને જોઇ લીઓં આશ્ચર્ય-ચકિત થઇ ગયો. ઉત્તમ ખુબસુરતીની ઉત્તમ હેશથી સજ્જ થયલી તે મધુરી છોકરીને જોઇને મોહમુગ્ધ બની ગયો. તે એક પીકચર મીસાલ તેને ભાસી.

"મમા, પેલી લેડી કોણ છે?" તેણે પોતાની માતાને શોધી કાઢી તેનાથી તે કોણ હતી તે જાણવાની ઇચ્છા કરી.

"કઇ જવાન લેડી, લીઓં—અહીં તો પુશકલ જવાન લેડીઓ છે." તેણીએ ઠંડાઇથી પુછ્યું, પણ તેણીના ચ્હેરા ઉપર તેણીની બધી ફતેહનો ઉશ્કેરાત સાફ ધમધમી રહયો હતો.

"પેલી હીરાઓથીજ મઢાયલી છે તે," તેણે કહયું.

"પેલી પીકચર જેવી લાગે છે તે!" તેણીએ ધીમેથી પુછ્યું.

"હા. મને બી પ્રથમ એની પર નજર પડતાં તમારીજ માફક લાગ્યું." તે જવાન કાંઉટે કહયું, "પેલી ફ્લોરાના મોટાં પુટલાં આગળ ઉભી છે તે."

તે માએ પોતાની ખુશહાલીની લાગણીઓ જેમ તેમ છુપાવી.

"એ મોડમુવાઝેલ ડ સયશન છે," તેણીએ નફકરાઇથી કહયું, અને પછી પોતાના બેટા આગળથી ખાસ ખસી ગઇ, કે જો ત્યાં ઉભી રહે તો તેણે તેણીને અનેક પ્રશ્ન પુછયા હતે. પણ પ્રશ્નો પુછવા ને તેનો ખુલાસો મેળવવા કરતાં તેણી વીશે તે મનોગનજ જ્યાદા ખ્યાલ કરે તે વધતું સારૂં વિચારીને તે પાવરધી માતા તે બેટા આગળથી ચાલી ગઇ.

અને તેણીની વકી અનુસાર તેણે અનેકાનેક વિચારો કર્યા.

ત્યારે તે હેલન ડ સયશન હતી. તે તે અપસરા હતી કે જેણી સાથ તેને વરેલો જોવા ખુદ શહેનશાહબાનું વટીક ાજી અને ઇન્તેજાર હતી; અને

તેની માતાની પણ પુરી ઇચ્છા હતી. અને જો તેણે લીમાને કદી નીહાળી ન હતે, ઍલનવૉટર ઉપર તે કદી ભટક્યો ન હતે તો તે આજે આ ખુબસુરત પરીને વરવા છુટો હતે !

હૅલન ડ સયશન–ફ્રાંન્સની સર્વોતમ ખુબસુરતી અને સર્વથી વધુ દલ્લો ધરાવતી ઉમરાવ વારસમાં પોતાના ભરથારને ફ્રાંન્સનો સર્વથી મુખ્ય પુરૂષ કરવાનું સામર્થય હતું. એ બધા વિચારોમાં લીઑ નીમગ્ન બન્યો. કીંતુ તેને પોતાની પરણેલી સ્થિતિ કાજે જરા પણ સંતાપ થયો નહી. તે તેણીને નીહાળી આજે આશ્ચર્યચકિત થયો હતો. તેની માતાએ કરેલાં અલંકારીક વર્ણનો ઉપર તેણે ઝાઝું લક્ષ દીધું ન હતુ. તેણી હદબાહરની તેણીની (હેલનની) વખાણ કરતી હતી એમ વમાસી તે મુછમાં તે વેળા હસ્યો હતો. પણ આજે તેણે જોયું કે તેણી માટે તેની માએ કરેલી વખાણ પુરી ન હતી, અધુરી હતી.

તેણે બીજે દીને પોતાની માતાને હેલન ડ સયશન માટે અનેકાનેક પ્રશ્નો પુછી તેણીને હરખાવી મેલી. માડામ ડ સોલડાનાએ તેના મનની સમાધાની અર્થે તેણીને લગતી તમામ વિગતો તેને લંબાણથી સમજાવી, અને થોડા દીવસમાં શહેનશાહને ત્યાંના બોલમાં તેણી સાથ તેની ઓળખાણ કરાવી આપવાનું માથે લીધું.

હેલન ડ સયશન સાથની રૂબરૂ મુલાકાતથી લીઑ વધતોજ અંજાયો. તેણી ઘણા હસમુખા સ્વભાવની અને જબરી વાટુરી હતી. તેણી સાથ વાત કરવી એ એક પ્રકારની મોજ હતી અને એકજ વેળાના અરસામાં લીઑ તેણીથી તમામ મોહમુગ્ધ બની ગયો. શહેનશાહને ત્યાંના તે બોલમાથી પાછા ફરતી વેળાએ તે હેલનની અસાધારણ ખુબસુરતી ઉપરાંત તેણીની અસરકારક વાકયાચાતુરી અને બાહોશીની પણ પ્રસંશા કરતો થયો. હેલન ડ સયશન જેવી નમુનેદાર ઓરત અસ્તિત્વ ધરાવતી હશે એમ તેણે જાણ્યું ન હતું. તે પ્રથમજ આજ તેની જાણમાં આવ્યું.

હેલન ડ સયશન પણ લીઑની મુખમુદ્રા અને ચંચલાઇથી અંજાઇ રહી. આખી ફ્રેન્ચ સોસાયટીમાં ઘણા જવાન્યાઓ તેણીને હાથ કરવાની ઉમેદમાં તેણી ઉપરથી ઓધઇ પંથરાઇ જતા હતા, પણ તેમાંના કોઇબી ઉપર તેણીની મીઠ્ઠી નજર આજ પર્યંત ઉતરી નહોતી. કોઇ તેણીને લાયકનું તેણીને નજર

આવતું કે જડતું ન હતું. પણ લીઓં ઉપરની એકજ નજરમાં અને થોડીક વાતચીતમાં તે મોહ પામી ગઇ. તેણીને મન તે જવાન તેણી માટેજ સર જાયલો હતો એમ લાગ્યું.

"બીજે દીવશે તેણીએ પોતાની ગાર્ડયન માડામ વેસે પાસે લીઓં માટેની ખુબ પુછપરછ ચીપીચીપીને કરી. માડામ વેસે માડામ સોલડાના જેટલીજ પોતાની ભત્રીજીને લીઓં સાથ વરાવવા ઇંતેજાર હતી. તે તેની પોતાની કુટુંબી ઇજ્જતમાં વધારો થનાર સમાન હતું. પોતાની ભત્રીજીને તેને માટે આતુરતાથી વાત કરતી જોઇ તે નેહાયત ખુશી ને સુખી થઇ. તેણીએ ધીમે ધીમે જાણી લીધું કે હેલનને લીઓં ગમી ગયો હતો. તેની મુખમુદ્રા, રીતભાત આદીથી તેણી અંજાઇ હતી. અને તેને પોતાનો શોહર બનાવવાની તમન્ના પણ તેણીનામાં ઉતપન્ન થઇ ચુકી હતી.

માડામ ડ વેસેએ તે ખુશખબર માડામ ડ સોલડાનાને જણાવી. અને તે બંને દોકરીઓએ સંપ કરી તે જવાન જીવોને એકમેકના વધતા સમાગમમાં લાવી જાસ્તી લલચાવવાનું નક્કી કર્યું. માડામ ડ સોલડાનાએ પોતાના બૅલ ડ ઓરનો મોટા મહેલમાં એક અઠવાડયું ગુજારવા આવવાનું માડામ વેસે અને તેણીની ભત્રીજીને આમંત્રણ કર્યું કે જે કરી રાખેલા સંકેત મુજબ માડામ ડ વેસેએ માનથી સ્વિકાર્યું.

તે બે જવાન જીવોનો પરીચય વધારે લાભકારક સિદ્ધ થયો. તેઓનો વધતો સમાગમ એકમેકના આંતરીક સદગુણોની વાકેફી અર્થે સરસ નીવડયો. લીઓં હેલન ડ સયશનની તનની સુંદરતાથી જેટલો છક થયો હતો તેટલો હવે તેના મનની મધુરતાથી થયો. તે ઘણી બુધ્ધિશાળી હતી. તેણી સાથ વાતો કરવી એ એક મોટી મોજ હતી એમ તેને લાગ્યું. અને ત્યારે તેને લીમાનો ખિઆલ શું તજી દીધો હતો? ના. તે તે મીઠી મધુરીને સરબસર વીસારી બેઠો ન હતો. અવારનવાર તેણીની યાદ તેને થતી હતી. તેણી માટે તે ઘણો ગૌર કરતો હતો. તે હેલન અને લીમાની સરખામણી પોતાનાં મન સાથ વખતો વખત કરતો હતો. તેને ભાસતું કે તે જાણે બે જુદીજ દુન્યાઓ માટે સરજાયલી હતી. અને તે પોતાના મનને બાળતો હતો છતાં પોતાને હેલનની દુન્યાનેજ લાયક ધારતો હતો. તે નવી જીંદગી તેને માફક આવી ગઇ હતી, ગમી હતી. અને કોને ન ગમે?

તે વીચારતો હતો કે લીમા શું તે જીંદગીને લાયકની થઇ શકશે? તેની સાથ વસવા પછી કેળવાઇને તેના દરજ્જાને છાજતી ગુણવાળી થશે? તે શંકાશીળ હતો. તે આમ એકેક પછી ખ્યાલોમાં નીમગ્ન બની જતો અને ત્યારે તેની સાથી હેલન મનશે અજબ થતી અને તેની તે હાલત ઉપર તેનું લક્ષ ખેંચતી. લીઓં તેના ઉડાવનારા જવાબો દેતો.

"પણ તમને કંઈ આંતરીક શોક હોય એમ મને તો દીસે છે." તે ચાતુરી પાછું અને પાછું ભાર મેલીને કહેતી. "તમને શું માહરી કંપનીમાં આનંદ આવતો નથી?"

"અનહદ આનંદ મને આવે છે, મોડમુઆઝલ," તે ખાત્રી આપવા પાછી પાની ન કરતો. પણ તે ચકોર છોકરી તુરતજ સવાલ કરતી, "ત્યારે માહરી સાથ વાતો કરતાં એકદમ તમે કેમ અટકી પડો છો, શું વિચાર કરવા મંડી જાવ છો?"

અરે! તે કેમ કહે કે તે પોતાની મધુરી મોહરદારનો ખ્યાલ કરતો હતો કે જે ઇંગલાંડના એક અતિ રમણ્ય ભાગમાં હાલ એકલી ઝુરતી હતી. તેનું મન પોતાની વાત કહેવા ઘડીકમાં તપુ તપુ થતું હતું, પણ પોતાની માતા સાથ તેણે કરેલો કરાર તેને યાદ આવતો અને ત્યારે તે ફરજ્યાત અટકીજ જતો.

———:o:———

## પ્રકરણ ૨૮ મું.

"લીઓં," માડામ લ કોંટેસે પોતાના પુત્રને કહયું, "આપણા વચેની તહકુબીની મુદત ખતમ થઇ છે, અને હવે એ બાબત આપણે છેવટ સુધી લડીશું."

તે સમજી તે જવાન કાઉન્ટ નફ્કરાઇથી હસ્યો. તે સમજીજ નહી શકયો કે છેવટ સુધી લડવાનું અંદર હતુંજ શું? તેણે અત્યાર સુધીમાં પોતાની માતાની દરેક મરજી સાચવી હતી; તે તેણીને ચાહતો હતો, તેથી, તેનું દીલ દુઃખવવા નારાજ હતો; તે તેણીથી બીહીતો હતો એટલે તેણીને ગુસ્સે કરવા ચાહતો ન હતો.

"છેવટ સુધી લડવું ન પડશે, મમા ડીયર," તેણે કહયું, "આપણા વચ્ચે કડવાશ કદી બી થશેજ નહી."

"હું તે માટે ખાત્રીપુર્વક નથી," માડામે શંકાથી ડોકું હલાવતા કહયું, "મેં માહરા વિચાર ઉપર પુખ્ત ગૌર કર્યો છે, અને તે સાચો સિદ્ધ થયો છે. માહરી બાજી આપણા દેશના ચોકસ કાયદાઓની બારીકીથી મજબુત બનેલી છે, અને તે હવે હું અજમાવવા માંગું છું."

લીઓં પોતાની માતાના શબ્દો સાંભળી ગુંચવાયો. કાયદાની બારીકીઓની મજબુતી વીશે તેની માતા શું કહેવા ઇચ્છતી હશે ?

"લીઓં, તેં ફ્રાન્સમાં ઝાઝાં વરસો કાઢયાં નથી એટલે તને અત્રેના કેટલાક કાયદાઓની માહીતી, બેશક, નજ હશે." માડામે જારી રાખ્યુ.

"એ માથાં દુ:ખણુને હું હમેશ દુરજ રાખું છું." લીઓંએ કહયું, "મને એ વીશે કંઇ બી ખબર નથી."

"ત્યારે તું જાણતો નથી લાગતો કે લગ્નને લગતા અંગ્રેજી અને ફ્રેન્ચ કાયદાઓ વચ્ચે મોટા તફાવત છે."

"નહી. હું જાણતો નથી. મેં તે વીશે કદી ખ્યાલે કીધો નથી" લીઓંએ કહયું.

"પણ હવે તાહરે તે બાબત ગંભીરાઇથી વિચાર કરવોજ પડશે," તેની માતાએ કહયું, "કેમકે તેને તું ધારી શકે તે કરતાં તાહરી સાથ ગાઢ સંબંધ છે. ખરેખર તો, તે તાહરે કાજે મોત અને જીવન જેવી ગંભીર બાબત છે."

"હું તો એવું કંઈ ગંભીર જોઇ કે વિચારી શકતો નથી," લીઓંએ જરા તડખાઇને પુછયું.

"તે કેમ છે તે હું તને સમજાઉં," માડામે કહ્યું, "પછી તું તે ઉપર આ દેશના તમામ ધારાશાસ્ત્રીઓના મત જોઇએ તો લઇ જોં ને ખાત્રી કર કે હું કહું છું તે વાત અક્ષરસ સત્યજ છે કે નહીં."

લીઓંએ અચરતીભર્યા ગભરાતથી પોતાની માતા ગમ જોયું. તેણી શું કહેવા ધારતી હતી તે તે સમજી કે કલ્પી શકયો નહીં.

"ઇંગ્લાંડમાં તું એક ચોકક્સ ક્રીયામાંથી પસાર થયો છે કે જેને તું લગ્ન કહે છે," તેણીએ કહ્યું.

"હા. માહરા લગ્ન થયાં છે."

"પણ તું એ ક્યાં જાણે છે કે જ્યાં સુધી તું ઇંગ્લાંડમા વસે ત્યાં સુધીનીજ તે તાહરી પરણેતર છે; પણ જે પળે તું તાહરો પગ આ દેશની ભૂમી ઉપર મુકે છે કે તે તાહરી પરણેતર ગણાતી બંધ થાય છે."

"હું એ માની શકતો નથી," લીઓંએ ગર્ભગલીત થઈ જતાં કહ્યું.

"એ તદ્દન ખરૂં છે. કાયદો એમજ કહે છે. તે ઇંગ્લાંડમાં તાહરી ધણીઆણી છે, ફ્રાન્સમાં નહી। ફ્રેન્ચ કાયદા પ્રમાણે તાહરાં લગ્ન નારવા અને કાયદાની વિરૂધ્ધ છે. આ પળે તુ તમામ છુટો છે, એક કુવારા જેટલો મુક્ત છે."

"પણ માયજી," લીઓં પુકાર્યો, "એ કેમ બને? એ કેમ મનાય?"

"હું કહું છું તે તમામ સાચું છે." તેણીએ ઠંડાઇથી કહ્યું.

તે થોડી ક્ષણ ચુપ બેઠો.

"તમે કંઈ ગંભીર ભુલ કરો છો. એવો કાયદો એક જબરદસ્ત નામોશીજ આપણા સુંદર દેશ માટે કહેવાય," લીઓં ગુસ્સાથી ઉશકેરાઈ બખાલ્યો.

"તે હું ના પાડતી નથી," માડાપે કબુલ્યું, "એવા બીજા બી ઘણાં બેજાલતભર્યા કાયદાઓ ધારાપોથી ઉપર અસ્તિત્વ ધરાવે છે."

"પણ એ છેજ કેમ?" તે બોલ્યો. "મમા, તમે મને કહે છો એ કેમ હોય? એના પુરાવા શું છે? એની મતલબ શું છે? એવો બેહુદો, બેશરમીભર્યો કાયદો હસ્તીમાં આવ્યોજ કેમ?"

"તાહરે જાણવું જોઇએ કે તું હજી ઉમરમાં આવ્યો નથી. અગર તું ઉમરમાં હતે તો આ કાયદો તાહરી ઉપર ગાલેબ આવી શકતે નહીં. 'તું હજી એકવીસ વર્ષનો પુરો થયો નથી, એટલે ઉમરમાં નથી. તું સમજ્યો, લીઑં?"

"હા. મમા, તમે એ બાબત બહું બારીકાઇથી અભીપ્રાય કરી મેળેલો દીસે છે."

"તું ઉમરમાં ન્હાનો છે," માડામે પાછું કહયું. "અને ફ્રેન્ચ કાયદા મુજબ તાહરાથી તાહરાં માબાપ કે વાલીઓની રજા વગર કોઇ સાથ પણ લગ્નના ગાંઠથી જોડાવાય નહીં અગર તું માબાપ કે વાલીઓની રજા વગર પરણે તો તાહરાં લગ્ન કાયદાપુરવક નથી."

"માહરી અકકલજ નથી કબુલ કરતી કે એવો કાયદો હસ્તીમાં હોય!"

"તે હસ્તી ધરાવે છે. અને વળી અમલમાં ઝટ મુકી શકાય છે." માડામે ફતેહથી કહયું, "તુંને તે હવે માલમ પડી જશે.

"તમે શું એમ કહેવા માંગો છો, માયજી, કે જે કોઇ જવાંન આસરે ઓગણીસ વીસ વરસનો પોતાના માબાપ કે વાલીઓની પરવાનગી વગર પરણે તો લગ્ન ગેરકાયદેસરના ગણાય."

"હા." માડામે ભાર નાંખીને કહયું, "એ કાયદો ઇન્સાફી કે ગેરઇન્સાફી જે હોય તે પણ એમજ છે."

"એ બનવાકાળ નથી," લીઑ પુકાર્યો.

"ઘણો ભાગ ન બનવાજોગજ ખરૂં હોય છે." માડામે ધીમેથી કહયું, "ઉમરમાં આવ્યા પછી એવી કોઇ બાધા નડતી નથી પછી ભલે તેના વાલી કે માબાપ તે માટે મંઝુરી ન આપે. પણ ઉમરમાં ન આવેલું કોઇ માબાપ કે વાલીની રજા વીના પરણે તો ફ્રેન્ચ કાયદા મુજબ લગ્ન વાજબી ન ગણાય."

તે જવાંન આ સાંભલી અજાયબીથી આભોજ બની ગયો.

"એવો કાયદો હસ્તીમા આવ્યોજ કાં હશે?" તેણે સવાલ કર્યો.

"હું ધારૂં છું કે તાહરા જેવા બેઅદબ અને બેબુન્યાદ જવાનોના ઉછાછલાપણા બ્યાજબી અટકાવ માટેજ." માડામે તાણો માર્યો.

"તે કયારનો હસ્તીમાં છે?"

"તે મને ખબર નથી," તેની માએ કહયું, "અને તેની સાથ આપણુને કાંઇ નીસબત નથી, હાલ—આજે એ કાયદો હસ્તીમાં છે એનેજ માહરી સાથ નીસબત છે. તું ઉમરમાં નથી એટલે પરણવા અગાઉ તાહરે મને મળવું કે પુછાવવું હતું, માહરી મરજી જાણવી કે મેળવવી હતી. માહરી મરજી ને રજા વિનાના લગ્ન કાયદેસરના નથી."

"એવો કોઇજ કાયદો ઇંગ્લાંડમાં નથી." લીઓંએ તકરાર કીધી.

"તે હું જાણું છું. તેથીજ, તો હું તને કહું છું, કે તેણી જેવી ફ્રેન્ચ ભુમી ઉપર પગ મેલશે કે તાહરી પરણેતર તરીકે ન ગણાશે. સમજ, તું અહીંઆ તાહરી બાયડીને અત્રે લાવવા માંગે તો ડોવર કે ફોકસ્ટનના બારાં સુધી તે તાહરી મોહરદાર છે, પણ બુલોં કે કેલેના બંદર ઉપર ઉતરશે કે તેમ તે ઓળખાશે નહી. તેણીને તે હક રહેશે નહી. કેમકે તું માહરી રજામંદી વગર પરણેલો છે."

"મમા, હું તમને પ્રતીજ્ઞાપુર્વક કહું છું કે એ હું જાણુતો ન હતો." લીઓંએ ખરાં દીલથી ખાત્રી આપી.

"તે હું માનું છું," માડામે કહયું. "જો તું જાણતો હતે તો જરૂર માહરી રજા મંગાવતે, કે જે હું કદી આપતે તો નહીજ."

"એ કેટલું ભયંકર છે. સમસ્ત દુન્યાને એ નહેસ્ત કાયદા સામે પોકાર ઉઠાવવો ઘટે છે."

"હું કબુલ કરૂં છું કે એ કાયદાના ગેરફાયદાઓ વીશેષ છે," માડામે કહયું, "પણ કોઇ વેળા મગજના ફાટેલા જવાન્યાઓ એટલી તો શુધ્ધી ખોહી બેસે છે કે તેઓને એવા કોઇ સખ્ત આંકોશની ખાસ જરૂર પડે છે. તે ઘટનામાં એ આશીરવાદરૂપ છે."

"પણ ફાયદા કરતાં નુકશાન એમાં બેઅંદાઝ છે," લીઓંએ તકરાર કીધી.

"મને તો નુકશાન કરતાં ફાયદા વધારે દેખાય છે," માડામે ટકોર કરી.

"પણ, મમા, એ કાયદો શું યુરોપના દરેક દેશને લાગુ પડે છે. એમ સમજો કે કાઇ ફ્રેન્ચ જવાન પોતાના માબાપ કે વલીની રજા વિના ઇટલી કે સ્પેનમાં પરણે તો તે લગ્ન ગેરકાયદેસરના ગણાય?"

"હા. તેણે ફ્રાન્સમાં આવી પોતાના માબાપ કે વાલીની રજા મેળવી પાછું પરણવુંજ જોઇએ."

"એ એક ઘણોજ નબોજો કાયદો છે. માણસને આબરૂદારમાંથી લુચ્ચો કરી મેલે એવો એ એક ઠગારો કાયદો છે," લીઓં બબાલ્યો.

"ના. માહરાં મત મુજબ તો બેઅદબ અને મુર્ખ લગ્નોનો અટકાવ કરવા કાજે એ કાયદો ઘણો ફાયદાકારક છે."

"તમે પાછું અને પાછું કહો છો છતાં હું માનીજ નથી શકતો કે એવો કાયદો હસ્તીમાં હોઈ શકે ?"

"ફ્રાન્સનો એક મજુર પણ એ કાયદો જાણે છે; અને તાહરા જેવો શીખેલો ઉમરાવ એ કાયદાની હસ્તીથી નાવાકેફ હોય એ અતિ દીલગીરી ભર્યું છે. લીઓં, તેં વર્ષો ઇંગ્લાંડમાં કાઢેલાં હોવાથી અને ફ્રેન્ચ કેળવણી તને ન મળેલી હોવાથી તને એની પકકી પતીજ નથી."

"એવી ફ્રેન્ચ કેળવણી મેં નથી લીધી તેથી હું ખુશી છું." લીઓં કટાક્ષ કરીને બોલ્યો.

"ઈંગ્લાંડમાં પણ લગ્નને લગતા એવાજ કફોડા કાયદાઓ છે," માડામે પોતાના દેશના કાયદાના બચાવ અર્થે કહ્યું.

"પણ તે બધા હવે નીકલી ગયા છે," લીઓંએ તુરત તે નવી તકરારનો અંત આણ્યો.

"ફ્રાન્સ પણ વખતના વહેવા સાથ તે દુર કરશે," માંડામે ફેરવી નાંખ્યું. તે ચુપ બેસે એવી તો કાચીપોચી નજ હતી, "હાલમા તો એ કાયદો હસ્તીમાં છે અને તેને માન આપવાની આ દેશના વતનીઓની પવિત્ર ફરજ છે.

"મેં એ કાયદા વિષે કંઇજ સમજ્યું નથી. હું તેથી તમામ અજ્ઞાન છું," લીઓં સંતાપથી બોલ્યો.

"હવે એ કાયદાનો ઉપયોગ હું તાહરા લાભમાં કરવા તઇયાર છું," માડામે પોતાની મતલબ ઉપર આવતાં કહ્યું

માડામ લ કોંટેસે તે શબ્દો બોલી પોતાના બેટા ભણી નજર કરી. પોતાના વિચારોની મોટી અજાયબીમાં લીઓં તે શબ્દનું ખરૂં રહસ્ય સમજી શકયો ન હતો.

"એમાં તો કંઈ શકજ નથી કે મોડે વહેલે બંન્ને દેશના કારોબારીઓનું એ કાયદાના બેહુદાપણા ઉપર ધ્યાન ખેંચાશે, અને તેમાં થતો

૧૮

જોઇતો યોગ્ય સુધારો થશે. પણ, આજે લીઓં, તે કાયદો હસ્તીમાં છે, અને તેની હસ્તી બીજા દેશની કન્યાઓને માટે શ્રાપ સમાન છે, અને જ્યારે તેની હસ્તીજ છે તો હું તેનો ઉપયોગ માહરા ને તાહરા લાભમાં પુરો કરવા ઇચ્છું છું."

તેણીના શબ્દોમાં ધમકી અને ઠપકાના સ્પષ્ટ ચિન્હો મોજુદ હતાં. તેણીનો ચહેરો ફીકકો પણ કરડો હતો. લીઓંએ અજાયબીથી તેણી ભણી જોયું.

"મમા, હું નહી સમજી કે જોઇ શકતો કે એ કાયદાને તમારી કે માહરી સાથ શો સંબંધ છે?" તેણે પુછ્યું.

માડામ હસ્યાં.

"મને એની સાથ ઘણું કામ લેવાનું છે." તેણીએ કહયું. "હું તેનો તાહરી વિરૂધ્ધ ઉપયોગ કરવા માંગું છું."

લીઓં હસ્યો. તે બોલ્યો, "તમે માહરી વિરૂધ કે મને નુકશાન થાય એવું કંઈ કરો એ હું માનતોજ નથી. મને તમારામાં પુર્ણ વિશ્વાસ છે."

"તે તુંને કોઇ પણ પ્રકારે નુકશાન કરનાર તો નથીજ." માડામે કહયું, "જો તું એક બચ્ચાંને કંઇ ઝેરી મીઠાઇ ખાતાં જોય તો તું તેને તેનો ઉપયોગ કરવાથી ઝટ અટકાવે ખરો કેની, લીઓં?"

"ખચ્ચીતજ, મમા," તેમ તુરત તેણે કબુલ્યું.

"તે બચ્ચું તેથી જરા છેડાશે, રડશે, પણ તેં તો તે કાર્ય તેના અંગત ભલા કાજેજ કીધેલું ગણાશે, અને નહીં કે તેનાં બુરાં વાસ્તે. તેમજ તાહરે માટે છે. હું તાહરા હાથમાંથી એક ઝેરી મીઠાઇ છીનવી લેનાર છુ. તું તેથી તને દુઃખ થાય છે ખરી છેડાશે, પણ પાછલથી ખુશીજ થશે, અને કબુલ કરશે કે મેં ભરેલું પગલું વાજબીજં હતું. માહરા બોલવાનું તાતપર્ય તું હવે સમજી જઇ શકયો હશે, લીઓં?"

"જરા બી નહીં," તે બોલ્યો. તેણે પોતાની ચશમો અજાયબીથી તેણીના ચહેરા ઉપર ચોંટાડેલી હતી. અને તેમાં ભયના ચિન્હો દ્રષ્ટિગોચર થતાં હતાં. તે અજબ થયો કે તેની મા જે કહેવાનું હોય તે ઝટ કહી કાં ન દેતી હતી? તે એમ તો વિચારી શકયોજ નહીં કે તે કંઇ પણ નબોજું કહેવા ચાહતી હતી, કે જેથી તે કહેતાં તે ખંચાતી હતી.

"લીઓં, તું એટલું તો સ્વેચ્છાથી કબુલ કરે છે કે એ તાહરાં અંગ્રેજી લગ્ન એક ઘણીજ કઢંગી ભુલ છે."

"હા, તે હું કબુલું છું. મેં તમારી મરજી પુછાવી હતે તો બહેતર થતે. પણ હું આ ચંડાળ કાયદાની હસ્તી વીશે કશું જાણતો ન હતો. મને એનો સ્વપ્નોયે ન હોતો."

એલનવાટરના કીનારા ઉપર તેના આવવાની ધીરજથી રાહ જોતી તેની પ્યારઘેલી પરણેતરને તે છેકજ બેવફા થવા ચાહતો ન હતો. તેની અને તેની પરણેતર વચ્ચે જે મોટી મોહબત હતી તેનો તે નાશ થવા દેવા ન માંગતો હતો.

"જો તેં મને એક હઝાર વાર પણ લખ્યું હતે તો બી હું માહરી મંજુરીઆત નજ આપતે ને હું રજા ન આપતે તો તું શું કરતે?"

"તે વિના પરણતે!" તેણે ઝટ ઉતર દીધો.

"તો લગ્ન ગેરકાયદેસરના ઠરતે કે જેમ તે હમણા છે. એવા લગ્નથી ઉત્પન્ન થયલાં બચ્ચાં તાહરી ઓલાદના તરીકે ન સ્વિકારાતે, તાહરા ખેતાબ ને મીલકતના વારસ થઇ ન શકતે. તું જોય છે કે, તેથી, એવાં લગ્ન કેવાં કફોડાં ને કઢંગા પુરવાર થાય છે."

તે સમજી તે જવાંન કાઉન્ટે એક ધીમો નિશ્વાસ નાખ્યો.

"પણ મમા, હવે એ લગ્ન કફોડાં ને કઢંગા છે એ બધી તકરારોની અગતજ શી છે? લગ્ન થઇ ચુકાં છે એ વાત ખરી છે. એક પુરવાર બીના છે, પછી તેની સામેના વાંધાઓ ફોકટ છે."

"તેમાંજ તું ભુલે છે," તે માએ મતલબ ઉપર આવતાં કહયું, "લગ્નની પુરવારીઓ એવી ઘટનામાં ટકે છેજ કયાં?"

"પણ મમા, લીમા માહરી ધણીઆણી છે," લીઓં પુકાર્યો, તેનો અવાઝ સહેજ ઉશકેરાયલો હતો.

"ઇંગ્લાંડમાં. ફ્રાન્સમાં તે તાહરી પરણેતર નથી," માડામે ધીમેથી કહયું, "જો તું ઇંગ્લાંડમાં એક હકદાર પરણેતર રાખવા માંગતો હોય કે જે ફ્રાન્સમાં કદી હકદાર કહેવાવાની નથી, તો તેં તાહરાં સોલ્ડાનાના માનવંત નામને એક મોટો કલંક લગાડયો છે એમ અત્રે ઠરશે."

એક વિચાર સુઝતાં લીઓં પોતાની ખુરશી ઉપરથી ઉઠી ઉભો થયો.

"પણ માયજી," તે અતિ આતુરતાથી પુકાર્યો. "એ બધાંનો અંત આણવાનો એક સરસ ઇલાજ છે. હું લીમાને અત્રે ફ્રાન્સમાં લઇ આવું, અને તમે અમારા લગ્નની રજા આપો."

માડામની ફતેહની તે ઘડી હતી.

"અને તે રજા મોતને કાંઠેથી પણ હું આપનાર નથી," માડામે જવાબ દીધો.

લીઓં ભયભીત ચહેરે માડામને જોતો ઉભો.

"મમા, એ તમે શું બોલો છો?" તે પુકાર્યો, "શું તમે એમ ખરે-ખર કહેવા માંગો છો કે લીમાને માહરી ફ્રેન્ચ કાયદા મુજબની પરણેતર બનાવવા માંગતા નથી."

"હા. હું એમજ કહેવા માગું છું." તેણીએ ઉત્તર કર્યો, અને તેમ કરવાનો મેં દૃઢ નિશ્ચય કર્યો છે.

"તમારા હાથમાં એવી સતા કોઇ કાયદો આપતો હોય એવી મને ખાત્રી નથી."

"ફ્રેન્ચ કાયદો એવી સતા મને આપે છે."

"ત્યારે માહરે માહરો ધણીઆણી સાથ ઇગ્લાંડમાંજ રહેવું પડશે."

"તો બી ફ્રેન્ચ કાયદાની નજરે તું કાંઇ પરણેલો પુરૂષ ન ગણાશે." માડામે ફતેહથી કહયું, "તમારા બચ્ચાંઓને સોલડાનાના કીર્તિવંત નામ ઉપર કે તેની મીલકત ઉપર કોઇજ હક ન રહેશે."

દુઃખની એક સરદ હાય તે સમજી લીઑંના મુખમાંથી નીકલી પડી.

"તાહરી ફરજ શું છે તે હું તને બતાવવા માગુ છું, લીઑં," તેણીએ કરડા અવાજે જારી રાખ્યું. "સમજ, ઉતાવલથી નીર્ણય ઉપર આવી જવાની કોઈ ખાસ જરૂર નથી. તું તે ઉપર પુખ્ત વિચાર કરવા માટે જોઇતો વખત લે. તાહરાં લગ્ન એક ભુલનું પરીણામ છે, એક ઘણીજ ભયંકર, કમનસીબ ભુલ."

"હું તેમ કબુલતો નથી," લીઑંએ કહયું, "એક માણસ જો પોતાની પરણેતર તરફ વફાદાર ન રહે તો પછી તે માણસજ કેમ કહેવાય? હું બે ભુલ તરીકે સ્વિકારતો નથી."

"એ તાહરી એક બચ્ચાં સહી જીદદ છે," માડામે પાછું કહયું. "તાહરાં લગ્ન એક ગંભીર ભુલજ છે. તેને દુર કર. તે ગેરકાયદેસરના હોવાથી તેમાં તને ખરાબ લાગવા જેવું કંઇજ નથી."

"તમે મને બેયુન્યાદ અને લુચ્ચો કરવા માંગો છો. ખુદ ખુદાની પણ નજરમાં અમારાં લગ્ન પવિત્ર અને કાયદેસરના છે, તે હું કેમ વીસરૂં ?"

"તેમ હશે. પણ કાયદાની નજરે—આપણા દેશના કાયદાની નજરે તેમ નથી."

"માહરી જીંદગી બચાવવા કાજે બી એવું અધર્મી કાર્ય હું કરનાર નથી," લીઓંએ જુસ્સાથી કહયું.

"તાહરી જીંદગી કરતાં વધારે કીમતી એક ચીજ બચાવવા ને જાળવવા ખાતર તાહરે તેમ કરવુંજ જોઇશે," માડામે ભાર નાખીને કહયું, "તાહરાં કુટુંબના કીર્તિવંત નામ અને ઇઝઝત તાહરે બચાવવાંજ જોઇએ."

"જેહાનમમાં જાય એ બધું," તે બખાળી ઉઠયો, "મમા, તમે એક ઓરત થઇ મને એવી નઓજી સલ્લાહ આપો છો. હું તે સમજીને થરથરી ગયો છું, હું જાણે માનીજ શકતો નથી. હું જે પવિત્ર લગ્નના ગાંઠથી ખુદ ખુદા અને ખલકતની નજરમાં માહરાં જાન અને ઇમાનથી બંધાયલો છુ તેમાંથી એક નહી જણાયલા અમાનુષી કાયદાને ખાતર છળકપટથી તમે મને છુટી જવા કહો છો. કુદરતના પાક કાયદાની આગળ આપણા કાયદાઓ શું બીસાતમાં છે?"

"એ કાયદો ખાસ કરીને તું ઘણો બળવાલો નીહાલશે," માડામે શાંતીથી કહયું, "જો તું ધીરજથી સમજશે તો સમજી શકશે કે જે હું કહું છું તે અક્ષરશ સત્ય છે, અને જો તું માહરી નસીહત અનુસાર ચાલ્યો તો, તેથી, તુંને લાભ થશે. તે અજ્ઞાનપણે કરેલી ગંભીર ભુલના પ્રાયશ્ચિત્તમાંથી ખુશાલ મુકત થશે. આ લગ્ન કાયદાની નજરે વાજબી નથી, તાહરે તે માન્ય રાખવાં ઘટતાં નથી. હું તને સલ્લાહ દેઉં છું તેવી નીખાલેસ દીલની સલ્લાહ આખા ફ્રાન્સ દેશ માહેની કોઇ પણ માતા એવ સંજોગોમાં, પોતાના પુત્રને દેશે."

"હું માનતો નથી," લીઓં પુકાર્યો, "અને જો એ ખરૂં હોય તો એવા ફ્રેન્ચ માવીતરો પર ધીક્કાર હોજો."

તેનો ખુબસુરત ચહેરો કોપથી રાતો થઈ આવ્યો. આ જગ્યે જો તેની માતા બદલ બીજું કોઇ હોતે તો તે ઘડીએજ તે તે બોલોનો સ્વાદ ચખાડતે એવો તેનો ઉશકેરાત હતો.

"હું ધારતી'તીજ કે એ પહેલે સમજીને તું બહુ ગુસ્સે થશે. ખરેખર, હું જેટલો ધારતી'તી તેટલો તું ગુસ્સે થયો નથી."

"હું કોઇ દીવસ એટલો ગુસ્સે થયો નથી," લીઓંએ તે સાંભળી ખીજવાતથી કહયું, "મને સમજી લેવ, મમા. એવું ધીક્કારવા જોગ કુકર્મ કરવા કરતાં હું માહરો જમણો હાથ કાપી કાઢવા તઇયાર છું. એ કાર્ય અતિ નીચ, શરમભર્યું અને ધીક્કારી કાઢવા જોગ છે."

"હું એ જવાબને માટે તઇયાર હતી," તેણીએ કહયું, "વખતના વહેવા સાથ તું જુદુંજ વિચારશે. એ ઉપર તું પુખ્ત વિચાર કર કે ઇંગ્લાંડમાં થયલાં લગ્ન આપણા દેશના કાયદાને બંધન કરતા ચોકકસ સંજોગોમાં નથી, કે જે સંજોગોને તું પુરેપુરો આધીન છે, અને તું હેલન ડ સયશનને પરણવા છુટો છે."

"મમા, હું પરણેલો છું," લીઓંએ ગુસ્સાથી બાંગ મારી.

હવે પોતાનો વધ્યો જતો ગુસ્સો અટકાવવા પોતાના ચાવણ્યા તેણે પીસી મુકયાં, અને હાથોની મુઠી વાળી સખ્ત શબ્દોનો ધોધ પોતાના મુખમાંથી નીકલી જતો તેણે અટકાવ્યો.

"હું તેણીને પરણેલો છું. અગાઉ તેણીનું નામ મીસ ડરવન્ટ હતું. હવે તેણી માહરી મોહરદાર છે, કૉંટેસ ડ સયશન છે."

"એક દળણું દળનારની દીકરી, નહીં?" તે માએ તીરસ્કારથી પુછયું.

અફસોસ! લીઓંના મનમાં હવે અફસોસ થયો, સખ્ત અફસોસ થયો કે જોન ડરવન્ટે જ્યારે તેને તુચ્છકારી કાઢયો હતો ત્યારેજ તે કાંય એલનવોટર" છોડી ન ગયો હતો કે આજનો હીણભાગ્યો દીન તે જોવા ન પામતે. તેણે ફ્રાન્સની સર્વથી મગરૂર અબળાની મુખમુદ્રામાં જોયું.

"હા. તેણી એક દળણું દળનારની દીકરી છે." તેણે કહયું.

"બસ ત્યારે તો એ સવાલનો છેડો આવી ગયો." તેની મા ઠેડાવથી બોલી, "તેં એક મોટી ભુલ કરી છે કે જે તાહરે

સુધારવીજ જોઇશે. તવારીખમાં કોઇ પણ સોલડાના દળણું દળનારની દીકરીને વર્યો છે એમ નોંધાયું નથી અને નોંધાવવું જોઇએ પણ નહીં. તું શું એમ ધારે છે કે એ છોકરી બેલ ડ ઓરની શેઠાણી થવાને લાયક છે?"

"નહીં, તે તમામ લાયક હાલમાં નથી, પણ તમારી કેળવણી હેઠળ તે ઝટ લાયક થઇ જશે,"

"લીઓં, તું પટપટ ના કર. એ વીચાર માહરી સાથ વધુ કરવો ફજુલ છે. છતાં માહરા તાબામાં છે, તાહરા નથી. તું ઉમરમાં આવે ત્યાં સુધી તાહરી ઉપર માહરો કાબુ છે, અને હું મને મળેલી સતાનો ઉપયોગ કરવાજ માગુ છું. દુશમનાવંત કરવા કરતાં દોસ્ત થા, ઝગડો કરવા બદલ સુલેહ કર.",

તેણે પોતાની મા ગમ અજાયબીથી જોયું,

"મમા, તમે એક ઓરત છો, તમે શીખેલાં છો, વીદુષી છો, તમારાંમાં એક સ્ત્રીનું નરમ હૃદય છે, તેમ છતાં શું તમે મને પહેલાં એવી સલ્લાહ આ‌ઓ છો. કોઇ બીજાની જીંદગીનો નાશ કરવાની, તેનું પવિત્ર નામ કલંકીત કરવાની, તેણીનું જુવાન જીગર તોડી નાખવાની?"

"હા, હું તને સલ્લાહ આપું છું. અને હું તેમ કરાવવાજ બેઠી છું." માડામ ડ સોલડાનાએ કહયું.

"અને તેમાં તમને અધર્મ કે નીચપણું જણાતું નથી?"

"નહીં. તાહરે તાહરા કુટુંબનો ખ્યાલ સર્વથી પહેલો કરવાનો છે. એ જવાન બાઇનું નામ તું કહે છે તેમ લીમાં છે નહી. તો ઠીક લીમાં માટે આપણે ભરણપોષણની ગોઠવણ કરીશું. પણ તાહરી ફરજ તેં કરેલી ભુલ સુધારવાની છે, અને હેલન ડ સયશન સાથ પરણી તાહરી કુટુંબી કીર્તિને જાળવવા ને વધારવાની છે."

# પ્રકરણ ૩૨.

માડામ ડ સોલડાના તે લાંબી વાતચીતને છેડે પોતાના મન સાથ મગન થતી પોતાના બેટાને એકલો વીચાર કરતો મુકી તેની પાસથી ખસી ગઇ. તેણીએ નક્કી માની લીધું કે ફ્-તેહ તેની નિર્માણ થઇ ચુકી હતી.

જવાન કોંટ ડ સોલ્ડાના ચિત્રવિચિત્ર વિચારોમાં નિમગ્ન બન્યો. તે આવા ગંભીર વિચારમાં પોતાની જીંદગી દરમ્યાનમાં કદી પડયો ન હતો અને કદાચ કદી પડનાર બી ન હતો. કદી કોઇ પુરૂષ આવા મોટા ગુંચવાડામાં પડયો ન હશે ? કદી કોઇ એવી વિપરીત સ્થિતિમાં મુકાયો ન હશે કે જે ઇંગ્લાંડમાં જેને પરણેતર કહેવરાવે તેને ફ્રાંન્સમાં નહી; તે ઇંગ્લાંડમાં પરણેલો મનાય અને ફ્રાન્સમાં નહીં. તે મનશે સખ્ત હયરત રહેતો કે તેણે એવા કોઈ કાયદા વીશે જાણ્યું કે સમજ્યું બી કેમ ન હોતું. તે એક ઘણોજ કફોડો ને વિચિત્ર કાયદો હતો. તેને લાગ્યું કે તે જાણતાંજ તમામ દુન્યા ચકીત થઈ જશે.

તે પોતાની માની ખાત્રી માન્ય કરી શકયો નહીં, કે તે કાયદાની હસ્તીથી ફ્રાન્સમાં દરેક જણ વાકેફગાર હતું. તેને પોતાની દુઃખી અવસ્થાનું હવે ભાન થયું. તેના લગ્ન જો તેની મા બહાલી આપવા ના કહે તો કાયદાસરના ગણાતાં ન હતાં, અને તેણી નાજ ચોખ્ખી પાડતી હતી, એટલે લીમા સાથ ફરી ફ્રાન્સમાં પરણવાનું અશકય થઇ પડતું હતું.

"માહરી અને લીમાની આ કેવી હાલત ?" તે પાછું અને પાછું પોતાના મન સાથ બબડતો, ઇંગ્લાંડની પરણેતર તે ફ્રાન્સમાં નહી! બૅલ ડઓરનો અને સોલડાનાના મોટા ખેતાબનો હું બેશક વારસ થયો, પણ લીમા અત્રે માહરી પરણેતર નહી. હું ફ્રાન્સમાં જો રહું તો તે માહરે માટે કોઇ ચીઝ નથી, તે માહરી મોહરદાર ને માહરાં બચ્ચાંની મા ગણાઈ શકાય નહી. માહરાં નામ પણ તે કાયદા મુજબ ભાગીદારી રાખી શકે નહીં. માહરે લીમા અને ફ્રાન્સ વચ્ચે ત્યારે પસંદગી કરવાની છે. બેઉ મને મળી શકે એમ લાગતું નથી."

એક બાજુએ તેની પરણેતર હતી. તે ઇગ્લાંડ જઇ તેની સાથ વસી શકે એમ હતું. તે તેની મોહરદાર કાયદાપુર્વક ત્યાં હતી; પણ તેણીના

ફરજંદોને તેની ફ્રાન્સ માહેલી મીલકત ને ઉપજ ઉપર હક ન રહે એમ હતું. વળી તેને ફ્રેન્ચ શહેરી તરીકેના પણ ઘણા હકો છોડી દેવા પડવાના હતા. પોતાની મોટી જાગીરોમા અમીરી તોરથી રહેવાનું પણ તેને ત્યાગી દેવાનું હતું, અને સર્વથી વધું કાઠીણ તો પોતાની મોટી ઉમીદો ને ઉંચી અભીલાષાઓને તીલાંજળી આપવાની હતી. ફ્રાન્સનો સર્વથી મહા પુરૂષ બનવાના પોતાના મોટા મનોરથને છોડી દેવાનો હતો. ઇંગ્લાંડમાં જઇ લીમાં સાથ વસવાથી તે બધુ તજી દેવાનું હતું, પણ તો બી લીમા, તેની વ્હાલી લીમાં તેની પાસે રહેનાર હતી એ એક સંતોષ હતો.

અલબતાં હવે ઇંગ્લાંડમાં ગરીબાઇમાં અવત્યા મારવાનું ન હતું. તે પોતાની બહોલી મીલકનો ઇંગ્લાંડમાં ઉપાડી લઇ જઇ શકે એમ ન હતું છતાં તેની ઉપજનો ઉપયોગ તે ત્યાં કરી શકે એમ તો હતું—એટલે વધુવાર ગરીબાઇમાં અવત્યાં મારવાની વકી ન હતી.

ફ્રાંન્સથી છુટા પડવાનો ખ્યાલ તેને ભારે દુ:ખ દેતો હતો. ફ્રાન્સની મોહક મધુરતાએ તેને મુગ્ધ કરી મેલ્યો હતો. મોટી આશાઓના વમળમાં તે ચોમેર લપટાયો હતો એટલે તે છોડતાં તેને દુ:ખ ઉપજતું હતું, પણ પોતાની માતાની મરજી વીરૂધ્ધ લીમાને ત્યાં લાવી શકતો ન હતો એ બી એક ગસ મોટું દુ:ખજ હતું.

તે બાપડાને માટે તે એક અતિ જબરદસ્ત ઉખાણું હતું. તે ગુચવાડામાંથી છુટવાનો એક રસ્તો તેને સુઝતો ન હતો, સિવાય કે તે પોતાની માને મનાવી શકે, અને પોતાના ઇંગ્લાંડ મેધે થયલાં લગ્ન માટે તેની બહાલી મેળવે, પણ તેમ તેણે અતિ દુ:ખ સાથ જોયું કે કદી બને એમ નહોતું.

"હું નહીં જાણુતો'તો કે ખુદરતના અને માનવીના કાયદાઓ એટલા બધા એકમેકથી ઉલટા કહાપી હશે." તે પોતાના મનોગત બોલ્યો, "ખુદાની નજરમાં, તે હકતાલાના અદલ ઇન્સાફની નજરમાં, લીમા મારી પરણેતર છે. અમો લગ્નના પવિત્ર ગાંઠથી દુન્યવી દરેક રાહરસમ ને કીયા મુજબ જોડાયલાં છીએ. હું તેણીને ખુદાની અને દુન્યાની નજરમાં મારી પરણેતર બનાવવા ઇચ્છતો હતો. મેં તેમજ કીધું. હું તેણીને લિમાયું કાયદાઓના પવિત્ર રસમ મુજબ પરણ્યો. અને હવે આ કોઇ માહરા દેશનો કાયદો

માહરી સામે ઉઠી ઉભો થયો છે, તે મને કહે છે. 'તેણી તાહરી મોહરદાર નથી. તમારા લગ્નને ગેરકાયદેસરના છે.' હવે એ બે કાયદાઓના કોફરાન વચ્ચે હું શું માર્ગ અખ્તયાર કરૂં? માહરી ફરજ શું છે?"

તેનું અંતઃકરણ તેને કહેતું હતું કે—જુના જમાનાની એક અતિ ઉત્તમ કહેતી મુજબ દરેક ચીજોને છોડી દઇને પણ તેણે પોતાની ધણી-આણીને વળગી રહેવું. તેજ તેની ફરજ હતી. તેઓ જે પવિત્ર વચન અને કદી ન છુટવાના ગાંઠથી એક થયાં હતાં તે પછી કોઇ કાયદો તેઓને છુટાં પાડી શકે એમ હતુંજ નહીં. પણ ત્યારે તેને પોતાની વ્હાલી માતૃભુમીને છેવટની સલામ કરવી પડે, ફરી ઇંગ્લાંડ દેશવટો ભોગવવો પડે, તેમ કરતાં, તેમ કરવાનો ખ્યાલ થતાંજ તેનું જીગર કોરાવા લાગ્યું.

પણ ધારો કે તે લગ્ન કાયદેસરના ન ગણાય. તે પોતાની માતાની સલ્લાહ મુજબ લીમાને મનાવી લેવામાં ફતેહ પામે. તેણીને એક સારો મુસારો આપી ત્યાંજ રાખી મુકે; અને તે પરણવા પાછો છુટો થાય. પણ શું તે સુખી થશે? તેના મનને શાંતી ગળશે? તેનું અંતઃકરણ તેને કદી તેના આ મોટા ગુન્હા માટે ન ડંખશે? તે શું કરે? દરેક વેળા તેની તે શંકાઓના જવાબમાં તેનું અંતઃકરણ પોકાર કરતું હતું કે "તાહરી પરણેતરનેજ વળગી રહે. કાયદાના ગમે તેવા ગુચવાડા છતાં તે તાહરી મોહોરદાર છેજ."

માડામ ડ સોલ્ડાના પકકી હતી. તેથીજ તો તેણે તુરતા તુરત પોતાના બેટા પાસ ચોખ્ખો જવાબ ન માંગ્યો હતો. અને તેમ કરવામાં તેણીએ ડાહપણજ બતાવ્યું હતું. લીઓં શું કરવું તેના વમાસણમાં અનહદ ગોથાં ખાતો હતો.

ત્યાર પછીના થોડા દીવસો લીઓંએ સ્વપ્નો જોતાં આદમી બીસાલ કાઢયા. તે અહોનીશ તેજ બસ તેજ વિચાર કરતો હતો. બે માર્ગો તેની સામે ચોખ્ખા ને ખુલ્લા હતા. યા તો તેના દેશના બેહુદા કાયદાને શરણ થવું અને લીગાને તજી દેવી; કે ફ્રાન્સ છોડી દઇ તેની ઇંગ્લીશ પરણેતરને વફાદાર રહેવું. તેની મા તે અરસામાં કંઇજ બોલી નહીં. તે પોતાના બેટાના ચ્હેરા ઉપરથી તેના મનનો ગભરાટો ગુંચવાડો કળી શકતી

સમાગમમાં આવે તેની તો દરેક સંભાળ લેતી હતી. તેઓ વચ્ચે ગાઢ દોસ્તી વખતના વહેવા સાથ જામી ગઇ હતી. પણ તે તેણી આગળ તે માટે બોલતાં ખંચાતો હતો. હેલન ડ સયશન જોતી હતી કે તેણીની સંગતમાં તે ઉદાશ, વિચારવંત અને ગુંચવાતો લાગતો હતો; અને તે સારાં કે માઠાં ચિન્હો હતાં તે તે બાપડી સમજી શકતી ન હતી.

લીઓં પોતાની માતાના કહેવા ઉપર પુર્ણ વિશવાશ મુકીને તો બેઠાજ નહીં. તેણે ફ્રાન્સના ઘણાં નામાંકીત ધારાશાસ્ત્રીઓની એ બાબત સલ્લાહ લીધી પણ સર્વ તરફથી એકજ ઉતરનો ધ્વની નીકળ્યો કે તે ઉંમરમાં ન હોવાથી તેનાં લગન તેની માની બહાલી વીના કાયદાથી ઉલટાં હતાં. તેણી ઇંગલાંડમાં તેની પરણેતર કહેવાય પણ ફ્રાન્સમાં તો નહીંજ. અને તેણીના બચ્ચાંને તેના હકો ઉપર કશોજ હક ન રહે. અને ત્યારે સોલ્લડાનાનો પુરાણા માન પામેલાં ખાનદાનનું શું થાય?

કોઇજ તેને રસ્તો બતાવી શકયું નહીં. કોઇ માર્ગજ સત્ય પુછતાં તો નહતો. ફકત એકજ ચોખ્ખો ઇલાજ હતો. લીઓંને તજવી યા ફ્રાન્સને અને ફ્રાન્સને, તે બધા માન ચાંદોના વરસાદ તેની પર વરસી ચુકયા પછી તે કેમ તજે?

માડામ લ કોટેસ પોતાના પુત્રની દરેક હીલચાલ [illegible] ચોકસાઇથી તપાસતી હતી. તેના માર્ગમાં અનેક અવનવી લાલચો ચાલુ મુકતી હતી. તેના ભવિષ્યની મહત્તાના અતિ અલંકારીક ભાશામાં ભવ્ય સ્વપ્ના તેને કહી સમજાવતી હતી. હેલન ડ સયશનની મોહક ખુબસુરતી અને કાહરૂનના ખજાના જેટલી દોલતના ગુનગાન ગાતી હતી. એ અને એવીજ કીસમની વાતો ચાલુ કરી કરીને તેનું મગજ ચકભ્રમ બનાવ્યા કરતી હતી. તેણી અજાણતાં તે બાબતમાં કશું ખોટું વિચારતી નહોતી. તે એમ માનતી હતી કે તે જે કરતી હતી તે માત્ર લગાર સખ્ત હાથે કરતી હતી, પણ તેજ વેળા તે કહેતી કે સખત દરદોનો ઇલાજ સખ્ત દવાથીજ થઇ શકે. લીઓંએ તે માટે એક વેળા તેણીને કહયું હતું. "મમા, તમે શું એ તમારી યોજનામાં સમાયલી લુચ્ચાઇ જોઇ શકતાં નથી? હું કબુલ કરૂં છું કે ભુતકાળમાં તમે અતિગણું સોષ્યું છે, પણ તેથી એમ નથી કે તમે આટલુ પણ ન સમજી શકતાં હોવ કે તમે સુચવેલો ઉપાય કોઇ એક અદ્રશ્ય કબુલ

કરવા કદીબી તય્યાર થાય. તે ઉપર અમલ કરવા તઈયાર થનાર તો કોઇ ખરે-ખરો બદમાશજ હોવો જોઇએ, શું તમને એમ નથી લાગતું ?"

"નહી, લીઓાં, બીલકુલ નહીં. હું તને તેમ છતાં બી અદ્દસ્ય માનુ છું, એક ઉમરાવ ખાનદાનનું લાયક વંશ ધારૂં છું કે જેણે અજ્ઞાનપણામાં અને દુન્યાના કારોબારની સમજ શકિતની કોટાહીના પરીણામમાં એક ભુલ ભર્યું પગલું ભર્યું હતું. લીઓાં, તાહરો તો ખરો પુર્નોધ્ધાર એ કાયદાની બરકતથી થઇ શકે છે તે માટે તાહરે ઇશ્વરનો આભાર માનવો જોઇએ. મેં એ ઉપર શાંતીથી પુસ્કળ ખ્યાલ કર્યો છે. હું તને દુન્યવી દરેક સુખમાં રહેતો જોવા ઇંતેજાર છું, તેમ તને સુખી બનાવવાનું મેં માથે લીધું છે. હું તને સારે ઠેકાણે વરેલો ને સુખી થયલો જોવા માગું છું. મેં અત્યાર વેરમાં પુરતી ધીરજ ધારી છે. હવે આપણે આગળ વધવુંજ જોઇએ. હું હવે વધુવાર શાંતી ધારી શકતી નથી. થોડાકજ દિવસ વધુ હું એ બાબત તારા હાથમાં રહેવા દેવશ, અને પછી તે હું માહરા અખ્તયારમાં લેવશ. તું જાણે છે હું શું પ્રથમ પગલું ભરનાર છું તે ?"

"નહીં, મમા, મને તેનો કશો ખ્યાલ નથી." લીઓાં બોલ્યો, "પણ તે સખ્તજ હશે એમ મને લાગે છે."

"હા સખ્ત તો ખરૂંજ. પણ તેથી જે તે છુટકો થઇ જશે. હું ઇન્સાફની સર્વથી વડી અદાલતમાં તાહરાં લગ્ન રદ કરવાની દાદ માંગશ."

"તમે તેમ કરશોજ ના, મમા," લીઓાંએ કરગરીને કહ્યું.

"હું તેમજ કરશ—જરૂર તેમજ કરશ," તેણીએ દ્રઢ જવાબ કર્યો, "જો તું કંઇ તુરતાતુરત પગલાં ન ભરશે તો. એથી સરસ ઇલાજ તાહરે વાસ્તે એ છે કે તું એ બધી બાબત તાહરા ધારાશાસ્ત્રીઓના હાથમાં સોંપી દે. તેઓાને કહી દે કે પઇસા સંબંધીની છુટો તેઓાને જેટલી બી દરૂરત લાગે તેટલી મોટી મુકે. એ હવે વગર ઢીલે થવુંજ જોઇએ છે. શું તું એમ માને છે કે હેલન ડ સયશન જેવી મબલખ દોલતની માલેક છોકરી એમની એમ કુંવારી પડી રહેશે. તાહરી ઢીલથી એ મોટું ઇનામ—એ જબરો શીકાર તાહરા હાથમાં સટકી જશે."

"મમા," તેણે અત્યંત નીરાશાથી કહ્યું, "તમે સારી પેઠે જાણો છે। કે માહરે હેલન ડ સયશનનો ખ્યાલ પણ કરવો નજ જોઇએ."

"ત્યારે તો તેણીને તાહરે માટે ખ્યાલ ન કરતાં પ્રથમ તાહરે તેણીને શીખવવું જોઇએ," તે માએ હસીને કહ્યું, અને ત્યાંથી ચાલતી પકડી.

## પ્રકરણ ૩૦.

પ્રીન્સેસ હેલન પોતાના ભવ્ય મકાન ચેમ્પ્સ એલીઝીનાં તેવાજ ભવ્ય રીતે આરાસ્તા કરેલા દીવાનખાનામાં બેઠી હતી તેટલાં લીઓાં, કોંટ ડ સોલડાના પોતાની માતાનો કંઇ ખાસ પેગામ લઇ તેણીને મળવા આવી ચઢયો. તેણી તેની આમદથી ખુશી થયલી જણાતી હતી. અને માડામ ડ વેસે તે બનેને એખલા ખાખસુસ છોડી ત્યાંથી ચાલી ગઇ.

લીઓાંએ પોતાની માતાનો સંદેશો કહી દીધા બાદ તે જવાન જીવો વચ્ચે તરેહવાર ગપ્પાસપ્પા છેલ્લા નવા નાટક અને છેલ્લી નવી નવલકથા માટે ચાલ્યા.

"મોંશય લ કોંટ, તમે કેટલા ફેરવાઇ ગયા છો તેની તમને સહજ પણ કલ્પના છે?" હેલને એકાએક વાતનું સુકાન ફેરવી નાંખી ગંભીરાઇથી કહ્યું, "તમારી ચશ્મો માહેલાં આનંદના ચિન્હો ગોયા ગુમ થઇ ગયાં છે. તમે ગંભીર અને ગમગીન જેવા માલમ પડો છો. તમને શું છે, એ ફેરફાર શાથી છે તે તમને જો અડચણ ન હોય તો મને જણાવશો?"

"કંઇજ નથી," તેણે જવાબમાં કહ્યું, "તમારી માયાલુ પુછપરછ માટે નીહાયત આભારી છું."

"તમે સારી પખે છેવ?" તેણીએ આતુરતાથી પુછાવાનું ચાલુ રાખ્યું, "હું જાણું છું કે મોટે ભાગે શહસો પોતાની તંદરોસ્તીને માટે સારાંથી ઉલટું કહેતાં હંમેશ ખંચાય છે. કીંતુ તમારી તબ્યત અચ્છી લાગતી નથી."

"હું તમામ તંદરોષ્ટ છું." તેણે ખાત્રી આપી.

"ત્યારે," હેલને નીર્દોષતાના સાચા જોશથી પુછવાનું જારીજ રાખ્યું, "તમે ઘણાં સુખી નથી. હું ધારૂં છું કે એ માહરી છેવટની ટર્ક ખરી છે." લીઓાંને સહજ ચમકતાં ને ફીકકો થતાં નીહાલી તેણીએ છેવટના શબ્દો

કહ્યા, "તમે અસુખી છો. માહરા ઉપર વીશવાશ મુકો ને મને કહો કે તેમ હોવાનો સબબ શો છે?"

"માહરાથી કહેવાઇ શકાય એવું હતે તો હું જરૂર તમને તેથી વાકેફ કરતે," તેણે ઉત્તર દીધો.

પણ લીઓને તેજ વેળા લાગ્યું કે સર્વથા સરસ અને ડહાપણભર્યો માર્ગ એજ હતો કે તે રૂપસુંદર છોકરીને પોતાની સઘળી મુશીબત વીસ્તારથી કહી આપવી. જો તેણી લીમા અને તેણી સાથના તેના લગ્નની બધી હકીકત જાણશે તો જરૂરજ, તેણી તેનો ખ્યાલ કરતાં અટકશે. તેણી હમણાં સુધી એ બાબત ગુપ્ત રાખવામાં આવી હતી એ જાણતાં છેડાશે મગર એટલું તો નિસંશય હતું કે જો તેની માતા કહેતી હતી તેમ જો સાચેજ તેણી તેનો ખ્યાલ કરતી રહી હશે તો તેમ કરવાથી તે હવે આ વીગતો જાણી બાઝ આવશે. પણ તેણે એ બાબત એક શબ્દ પણ હોઠ ઉપર ન લાવવાનું પોતાની માને વચન આપ્યું હતું અને તેનો ભંગ કરતાં તે સ્વાભાવીક ખંચાયો.

"તમે માહરામાં ઇતબાર કાં નથી લાવતા?" તેણીએ અત્યંત નરમાશથી પુછ્યું.

"કંઇ જીવ જેવું નથી." તેણે ઉતાવળમાં કહી દીધું. "તમામ નજીવું છે અને તે બી માહરે અંગત લગતું છે."

"અરે! ત્યારે તો તેમાં મને ઇન્ટરેસ્ટ વધારે લાગશે," તેણીએ તુરત વચમાં પડતાં કહ્યું.

"તમે ઘણાં ભલાં છો." તેણે આભારની લાગણીથી પણ વધતો મન સાથ ગુચવાઇ કહ્યું, "તે એવું છે કે તે વીષે હું બોલી શકું એમ નથી."

"મને કહો," તેણીએ જીદ કરી, "શું તે કંઇ રાજદ્વારી મુશીબત છે?" તેણી ઝડપથી એટલું બોલી અને પોતાનો અવાજ વધુ નમ્ર બનાવી વધારામાં કહેવા લાગી, "એજ બાબતનો વીચાર મને તમારે માટે વારંવાર આવે છે."

તે હસ્યો. તેણે ખરા અંતઃકરણથી ઇચ્છયું કે તેની ઉપરની મુશીબત અર્ધી રાજદ્વારી જેવી બી હતે તો તે તેની પરવાહ ન કરતે.

"મને કહેતાં અતુલ આનંદ ઉત્પન્ન થાય છે કે માહરી મુશીબત એવા કોઇ પ્રકારની નથી. ઉલટું એ ઘટનામાં તો હું જાસતીજ કામયાબી પામ્યો જાઉં છું."

"હું તે અગજી ખુશી છું," તેણીએ કહયું, તે જવાબ વેળાનો અવાજ એટલો તો મંજુલ અને નમ્ર હતો કે તે ફ્રાંસની એક સર્વથી દોલતમંદ અને મગરૂર શાહઝાદીના મુખમાંથી નીકળતો હતો એ અન્યને આશ્ચર્યમુગ્ધ કરવા જેવું હતું.

"માહરે માટે હવે વધુ પ્રશ્નો પુછવાના માહરા ધારવા મુજબ રહયા નથી. મેં જે જે સવાલો તમને કર્યા છે તે માહરી જીજ્ઞાસા સ્વાભાવીક ઉશકેરાવાને લીધેજ છે. હું માત્ર એટલુંજ કહેવા ઇચ્છું છું કે તમો જો કોઇ જાતની મુશીબતમાં હોવ તો તેનું નીવારણ કરવામાં હું તમને સહાય થવા બની શકતી યથાયોગ્ય મદદ કરવા તૈયાર છું." શાહઝાદી હેલને એટલું કહી પોતાનો કોમળ કર તેની તરફ લંબાવ્યો જે લીઓંએ માનસહીત પોતાના હસ્તોમાં ઉપાડી ચુમ્યો.

"તમારી ભલાઇને પાત્ર હું મને પોતાને જોતો નથી," તેણે કહયું. હેલને પોતાનો કોમળ કર તેના હાથોમાંથી તુરતજ છોડવી લેવાની કશી તજવીજ કરી નહી. જાણે તે કંઇ વધુ કહેવા માંગતો હોય અને તેણી તે સમજવા અતી આતુર હોય એવા ભાવે તેણીએ લીઓંની મુખમુદ્રામાં નીહાળ્યું. હવે, લીઓંની પ્રથમ વેળા પુર્ણ ખાત્રી થઇ કે પ્રીન્સેસ હેલન તેને માટે દરકાર કરતી હતી ખરી, તેને ચાહતી હતી ખરી અને ત્યારે તેની માતા એમ માનવામાં વાજબીજ હતી કે તેણીને જીતવાનું તેના હાથોમાં હતું.

તેણે ધીમેથી તેણીનો કોમલ કર પોતાના હાથોમાંથી છુટો કર્યો. નીરાશાના સ્પષ્ટ ચિન્હો તે પછી તેણીની અતી મોહકમુખમુદ્રા ઉપર દ્રષ્ટિગોચર થયાં. તેણીએ મોહબતના એ મીઠા સખુનો આ ટાંણે સાંભળવાની વકકી રાખી હતી. તેઓ એકલાં હોવાથી તે જરૂર કંઇ બોલશે એમ ધારતી હતી, પણ તે તો ન બોલ્યો તે નજ બોલ્યો, અને ત્યારે પોતાનો પ્યાર એમ એળે જવા બદલ તેણીને વાસ્તવીક નીરાશી ઉપજી.

"મને એક વચન આપો," તેણીએ કહયું, "જો તમારી ઉપર કોઇ પણ પ્રકારની રાજદ્વારી મુશકેલી આવી પડે તો તેની મને તુરતા તુરત ખબર કરજો."

"હું વચન આપું છું," તેણે ઉપકારથી ઉભરાતાં ગરમ હૃદયે ખાત્રી આપી. તેણી માટે હવે કંઇક જુદીજ લાગણી તેને ઉદભવી. તે સૌથી દોલતમંદ, સૌથી મગરૂર ને સૌથી આલા દરજ્જાની સુંદરીએ તેની સાથ

એમ એકાંતમાં શુદ્ધતેઓ કરીને તેને એમ માન અને સરફરાઝી બક્ષી હતી; તેનું હૃદય તેથી તેણી તરફ વળ્યું. તેઓએ થોડોક સમય વધુ વાતોમાં વિટાડયો. તેણીએ પછી નજદીકના એક ફ્લાવર વાઝમાંથી એક બહુજ સુશોભીત ફુલ કાઢી લીઓને આપતાં કહ્યું.

"મને આપેલાં વચનની યાદમાં એ રાખો."

તે હસ્યો.

"ત્યારે માહરી ઉપર એક વધુ હેશાન બી સાથો સાથ કરો, એ મને તમારા નાજુક હાથેજ માહરા કોટના બટન હોલમાં ભેરવી આપો કે જેમ વેલાતમાં રૂપસુંદરીઓ પોતાના–" તે અટકયો. તે 'લવર્સ' કરીને કહેવા જતો હતો. તે જરા જંખવાણો બન્યો. તેનો ચહેરો કીરમજી થયો. જરાક થોભી જઇને તે તુરત નરમ અવાજે બોલ્યો, "બાઇઓને ઓબલાઇઝ કરે છે."

"બચ્ચીતજ હું અંગ્રેજ મહીલાઓની એ માનીતી નકલ કરવા ખુશી છું" પ્રીન્સેસ હેલને ખુશાલીથી હસતાં વદને કહ્યું.

તેણી તેની નજીક ગઇ અને પોતાના સુકોમલ કરોથી તે ફુલને તેના બટન હોલમાં પરોવવા માંડયું. તેણી તે વેળા તેની એટલી તો લગોલગ જઇ ઉભી હતી કે તેણીના હાથનું ધ્રુજવું તે પારખી શકતો હતો, તેના બદન ઉપરના ખુશબોનો મધુર વાસ તેના શ્વાસમાં જઇ તેને આનંદથી આચ્છાદીત કરતો હતો. તેણીનું મનોહર મુખડું તેના ભણી ઉચકાવલું હતું. તેણીની મોહક ચશમો, એક પળ તેની સાથ એક થઇ. ફકત એકજ પળ અને તે ટુંક અરસામાં તેણે સાફ સાફ જોઇ લીધું કે તેન અંતઃકરણમાં શું હતું અને ત્યારે તેની અથાગ ખુબસુરતીએ તે દીવાનો બન્યો અને વાંકો વળીને તેણીના પરવાળા સમ હોઠો કે જે તેને લલચાવતા ભયંકર રીસમે નજીક હતા તે જોશથી ચુમ્યા. બીજીજ પળે તેણે શું કર્યું હતું તેનો તેને ખ્યાલ થયો. તે ચોંકયો અને ફીકકો પડી પાછળ હઠયો. તેની જુવાન પરણેતરનો મોહક મુખડો તેની આંખો સામને ઉઠી ઉભો થયો અને તેને ઠપકો દેતો હોય તેવી રીસમે તેની તરફ જોવા પડયો. તેણીને–લીઆને–જાણે પોતાની ફરજ ઉભેલી તેણે જોઇ હોય તેમ તે અમકયો. પ્રીન્સેસ હેલને પોતાનું ચમરર સર બેન્ડ-લતથી નમાવી દીધુ. તેણીના તમામ બદનમાં ખુશાલી ફરી વળી હતી.

તે ઝડપથી સાવધ થયો. તેણીએ તેના ચેહરામાં જોયું. તેણી કદી એટલી ખુબસુરત દીસી હતી નહી. હજી બેજાલતના ચિન્હો તેણીના મોહક મુખડા ઉપર અસ્તિત્વમાં હતાં અને તેની આંખો હસતી હતી.

"એ બી એક અંગ્રેજી રીવાજ છે કે મોંશયલ કાંટ" તેણીએ ટણકાથી કહયુ.

"ભાઇઓ અને બહેનો વચ્ચે ખરે'પર એવોજ દસ્તુર છે." તેણે કહયું, "પ્રીન્સેસ હેલન હું તમારી માફી ઇચ્છું છું."

"હું તમને માફ કરૂં છું." તેણી બોલી, "ખરેખર તે ગુન્હો મેં કર્યો. હુંજ ભયમાં ચાલી ચલાવી ગઈ. આ ફુલની સંભાળ રાખજો અને તમે આજે આપેલું વચન હંમેશા યાદ રાખજો. ચાલો ટટા."

પ્રીન્સેસ હેલને ડહાપણ વાપરી ઘટટી ઘડીએ તે મુલાકાત ઉપર પડદો નાંખી દીધો, પણ તે જવાન કાઉન્ટ તેણીનો મહેલ છોડી જતી વેળા સુખી તો હતોજ નહી. તે પોતે પોતાથી રાજી નહોતો. પણ તેણીની ખુબસુરતી એટલી તો ભયંકર હદની લલચાવનારી થઇ પડી હતી કે તે પોતાને રોકી શકયો ન હતો. અને વધુંમાં વળી તેણે તેની મનોહર આંખોમાં તેને માટે તેણીને કેવી ને કેટલી લાગણી હતી તે પણ વાંચી લીધું ન હતું ?

બધું પાણી ફરી વળ્યું. એલન વોટર ઉપરની પ્રેમકથા ઉપર-તેની ઇંતેજારીથી વાર જોતી બેઠેલી તેની મોહક મોહરદાર અને સચાઇ તથા સ્વમાનના દરેક ખ્યાલ ઉપર પાણી ફરી વળી ચુકયું હતું. અફસોસ !

"જો માહરે બ્યાજબીજ માર્ગે વીચરવું હોય," તેણે મનોગત ખ્યાલ કર્યો, "જો માહરે એક આબરૂદાર ગ્રહસ્થનો નીયમજ જાળવવો હોય તો માહરે પ્રીનસેસ હેલનનો ચહેરો પુનઃ કદી જોવો ન જોઇએ. પણ તે કેવો તાજો ખીલતો ખુબસુરત અને મગરૂર મોહક ચહેરો હતો ? તે ઉપર છવાયલો મગરૂરીનો પ્રકાશ તેણીયે તેની ગમ માયાથી જોયું ત્યારે કેવો ને કેટલો અથાગ થઇ ગયો હતો? અને તેણે કીરી કરી તે માટે પણ તેણી ચીડાઇ ન હતી.

તેની મોહરદાર શીમાંનો મધુર ફીકકો ચહેરો તેની નજરો આગળથી હવે ખસી ગયો અને તેની જગ્યા હેલનના પ્રકાશીત મુખડાએ લીધી.

તે સીધો ઘર જઇ શકયો નહી. ડામાડોળ વિચારોના વમલમાં વીટાયલો ને મનથી ગુંચવાતો તે ફર્યા કર્યો. તેનું લોહી ખળભળી રહયું હતું; કોઇ પડછાયો જાણે તેની પુઠ ધરી બેઠો હોય એવો ભાસ તેને હરપળ થતો હતો.

તે નજદીકના એક બાગમાં ગયો અને ત્યાના ગીચ ઝાડોની શીતલ ઘટાઓમાં મનને શાંત કરવાના વિચારથી ફરવા લાગ્યો. ત્યાં ભેગા મળેલાં ભુલકાંઓ કુદાકુદ ને દોડાદોડી કરી રહયાં હતાં. કોઇ શીરીન હલકે લલકારતું હતું. અને તે કોઇ મધુરા આવાજનું દીલજીત ગાયન સાંભળી તેને એકાએક પેલું યાદગાર બેલેડ યાદ આવી ગયું.

ઉન્હાળો લાવ્યો ગમ તેણી પર,
બેવફા પુરવાર થયો જવાન;
હતું નહી એલનના કિનારા પર,
મિલરની પુત્રી સમ ગમગીન નિદાન!

શું તે ભવિષ્ય વાણી સાચ્ચી સિદ્ધ થનાર હતી? તેને માટે પોતાનું આ જીંદગી માહેલું સર્વસ્પ અર્પી દેનાર તેની મધુરી મોહરદારને તે શું બેવફા નીવડનાર હતો?

તેણે અગાઉ જ્યારે બી પોતાના અંતઃકરણને એ પ્રશ્ન પૂછયો હતો ત્યારે તે દરેક વખતે તેના અંતઃકરણે જોસબંધ એક ઉત્તરનો ધ્વની બહાર પાડયો હતો કે 'નહીં.'

પણ આજના તેના અંતઃકરણનો જવાબ તેટલાજ જોશનો અને ખાત્રી-પુર્વક ન હોતો. તે તેણે પોતે કબુલ્યું. તેના જેટલી ઉંડી ફીદાગીરીથી કોઇએ પોતાની પત્નીને ચાહી ન હશે; તેના જેટલો કોઇ પોતાની મોહરદાર પ્રત્યે વફાદાર રહેવા ઉત્કૃષ્ટ કદી થઇ રહયો ન હશે; પોતાની પત્ની તરફના ફીદાગીરી અને પ્યાર સીવાયનો કોઇ પણ વીચાર બી કોઇને એટલો તીરસકાર ભર્યો લાગ્યો ન હશે, પણ આજે રંગ કંઇ જુદોજ જામતો હતો. જે વિચારોને તે અંતઃકરણપુરવક ધીક્કારનો હતો તે તેને આવી ભેટતા હતા અને શુ છેવટ આવે છે તે જોવા તેને પ્રેરતા હતા.

અફસોસ! તે જ્યારે આમ ડામાડોળ વિચારનો બન્યો હતો ત્યારે તેની મધુરી મોહરદાર તેની ટગરમાંજ એલન વેટર ઉપર સરબસર મ્હા દુઃખના દીવસો પસાર કરતી હતી! તે રડતી હતી અને બંદગી કરતી હતી. પોતાની તબ્યત, તાકાત અને આ દુન્યા માહેલું સર્વ તેણે ફકત પ્યાર સિવાય ગુમાવ્યું હતું.

# પ્રકરણ ૩૧.

પ્રીનસેસ હેલનનો મધુરો મોહક મુખડો ફતેહ અને ઝળકાતથી ધમધમી રહયો. તેણીની દીલચસ્પ આંખોમાં પ્યારનો પ્રકાશ જગમગી રહયો, તેણીનું અંતઃકરણ સુખના આસવાદથી જોશભેર ઉછાલા મારી રહયું. તેણી પોતાના ભવ્ય દીવાનખાનામાં આમથી તેમ ફેરા મારવા લાગી. તેણી સુખી હતી છતાં દુઃખી હતી. તેણીનું હૃદય આશાથી પૂર હતું, છતાં ફીકરથી પણ ભરેલું હતું. તેણીને લાગતું હતું કે તે જવાન કોંટ તેણી માટે દરકાર રાખતો હતો, કીંતુ, તેમ છતાં બી, તે તેવું બોલ્યો કેમ ન હતો ? કાંય નહી, તેણીને ફીસી લેતી વેળા તેણે ઉલટભેર એમ ન કહયું કે "હેલન, હું તને ચાહું છું, તું માહરી મોહરદાર થશે ? જો તે તેણીને ચાહતોજ હતો તો, કાં નહી તેણે તેમ કર્યું હતું ?

તે એક ફીસમાં હેલન ડ સયકશને તે વ્હાલાને પોતાનું તમામ અંતર ઠાલવી આપ્યું હતું. કંઇ પણ ચીજ અધુરી કરવાની ટેવ તેણીને હતીજ નહી. તેણીએ પોતાનું તમામ અંતઃકરણ તેને સોંપ્યું હતું, અને તે તેણી પાછું લેનાર તો નજ હતી. અત્યાર તુલીક તો તેણીએ પોતાના અનહદ પ્યાર ઉપર બડી મુસ્કેલીથી કબ્જુ જમાવી રાખ્યો હતો. કેમ તે તેમ કરી શકી હતી તે તેણીની જાણ બહાર હતું—પણ હવે તે અગાધ પ્યારે તેણીને કબજે કરી હતી. તેના ગયાને કલાકો પસાર થઇ ગયા હતા, તો બી તેણે લીધેલી ફીસ હજીએ તેણીના પરવાળાં સમ હોઠો ઉપર સરવરી રહી હતી. તેણીનું હૃદય તે અસીમ સુખના ઉમલકાથી ઉભરી રહ્યું હતું.

"હું મને હવે પોતાને કહી શકું કે હું તેને ચાહું છું. મને તેમ માનવાના કારણો મળ્યાં છે. તેણે જે રીતે માહરા ચહેરામાં ટાંકી ટાંકીને જોયું અને મને ચુંબન કર્યું તે પરથી તે પછીથી માહરે તેમ કબુલવામાં અડચણ શી છે ? એ બનાવ પછીથી તે માહરી તરફ બેદરકાર કે ઠંડો તો રહી શકશેજ નહી. પણ તે સ્પષ્ટ બોલ્યો કેમ નહી કે તે મને ચાહે છે ? શું તેમ ન બોલવામાં કંઇ સબબ હશે ? ખચ્ચીતજ નહી. તે કોઇ બીજીને તો ચાહતો નજ હોવો જોઇએ ?" હેલન ઉપરની ફીસમે મનોગત વમાસતી. તેણીનું વમાસન એટલાંથી તો અલબતાં અટકતુંજ ન હોતું. તે વધુ

ધમાંસની કે તે જોતી હતી ત્યાં તુલીક તો તે સર્વ ખુબસુરતીઓ તરફ બેદરકાર હતો. તે સોસાયટીમાં બધાથી અલગજ રહેવાનું પસંદ કરતો હતો. તેણીએ એ બી વળી પ્રગટ જોયું હતું કે તે કોઈ કરતાં પણ તેણી ઉપર જાસ્તી ધ્યાન આપતો હતો. તે બધા ઉપરથી તો એમજ તેણીને મનશે ચોકકસ સિદ્ધ થતું હતું કે તે કોઇ બીજી માટે દરકાર રાખતો ન હતો. તેમ માનવાનો કોઇ પણ સબબ, તેથી, ફાઝલ રહેતો ન હતો.

"હું માનતી નથી," પ્રીનસેસ પોતાના મન સાથ મલકાઇને સુખી અને આનંદી ખ્યાલ કરતી, "કે તેણે કદી બી આ દુન્યામાં માહરા સિવાય કોઇ અન્યને ચુંબન કર્યું હશે." અલબતાં આ વાર્તાના વાંચનારા મહેરબાનો જાણે છે તેમ સુંદર એલન વેટર ઉપરના સુગંધી સુફેદ લીલીઓ એ બાબનમાં કંઈ ઉલટીજ કથા કહેતે પણ બેખબર હેલનને તેની શી ખબર? "તે માહરાં કરતાં પણ જાસ્તી બીહીધેલો. અરે, માહરાં પ્યાર, માહરાં બહાદુર ખુબસુરત જીગર અંતે બી હું તને જીતશ. તુંનેજ મને કહેવું પડશે કે તું મને ચાહે છે. તું મને પોતાની પરણેતર બનાવવા ઇન્તેજાર છે."

તે સારો દીવસ તે મધુરા મુખડા ઉપરનો ચળકાટ ચાલુજ રહયો. માડામ ડ વેસેએ તે સાબુત જોયો અને તે ચપરખંધી ડોસી તેનો સબબ પણ બેશક કળીજ ગઇ, અને તેણે મનશે નીશ્ચય કર્યો કે તે એ બાબત હવે જલદીથીજ માડામ લ કોંટેસને કહી ઘટતું કરી નાંખશે.

તેજ રાતે નોરમાનો જગમશહુર ઓપેરા પેરીસના એક બાદશાહી થીએટરમાં ભજવાનાર હતો; અને તેમાં મુખ્ય પાત્ર દુનીઆની એક નામીચી ગાનારી માડામ આલ્ટે ભજવનાર હતી. તે વખતની દુન્યા એમ બ્યાજબી રીતે માનતી હતી કે માડામ આલ્ટેને નોરમાનો પાત્ર ભજવતી જોવી એ એક જીંદગીની અનુપમ ત્રીટ હતી. વળી આજે શહેનશાહ અને શહેનશાહબાનુ પણ તે મુલ્ક મશહુર ઓપેરા જોવા પધારનાર હોવાથી ત્યાં જાસ્તીજ ટીટ પડવાની વકી હતી. ફેશનેબલ અને અમીરી મંડળથી તે ભવ્ય થીએટર ભરાઇ જનાર હતું.

માડામ ડ વેસેએ માડામ ડ સોલડાના અને તેના ચીરંજવી માટે અને પ્રીન્સેસ હેલન અને પોતા વાસ્તે એક આગલો બોક્ષ ખાસ રીઝર્વ કરાવ્યો હતો.

પેરીસના ટીપ-ટોપ ખાનદાનોથી થીએટર તમામ ખીચોખીચ ભરાઇ ગયું હતું.

તે મોટા અને દુન્યા વર્ણના મશહુર શહેરની અતિ વખણાયલી કંચ કંઇ ખુબસુરતીઓ ત્યાં ભેગી થઇ હતી. સર્વે ઓપેરા ગલાસીઓ ટાંકી ટાંકીને તેઓને ભોપતા હતા અને તેમની અનુપમ ખુબસુરતીના મનમાં વખાણ ગાતા હતા. ખાસ કરીને એક બોક્ષ ઉપર સર્વનું ધ્યાન વીષેશ ખેંચાયું હતું. તે બોક્ષમાં મનોહર પ્રીન્સેસ હેલન પોતાના સર્વથી અપ-ટુ-ડેટ ડ્રેસમાં બીરાજેલી હતી. તેની બાજુમાં કોંટ ડ સોલડાના, તેની મા અને માડામ વ્રેસે બીરાજેલાં હતાં. પેરીસની સર્વથી ધનવાન ખુબસુરતી ઉપર લોકોનું લક્ષ સર્વથી વધુ આકર્શાય એ તમામ સ્વાભાવીકજ હતું. વળી તે રાત્રે તે રૂપસુંદરી હદથી જયાદા દીપી રહી હતી. તેણીના અંતરની ખુશાલીના અનુપમ ગલકાટનો છાપ તેણીના કુદરતી ખુબસુરત ચહેરા ઉપર અજબ કીસમે દીપી રહી તે ઉપર નજર નાખનારને જાસ્તીજ આકર્શી રહયો હતો. વગર શકે કે સરાહાગાને તે ભવ્ય મેળાવડામાં તે સર્વોતમ સુંદરતા ધરાવતી સુંદરી હતી.

તેણી આજે અત્યંત સુખી હતી. કેમ ન હોય? તેણીના પ્યારેજ મોકલાવેલા સુગંધી મોગ્રાંદાત પ્રુલોના રૂઆબદાર બંચને તે પોતાના કીમતી વસ્ત્રો ઉપર ખાસ તજુમલથી ગોથાવી લાવેલી હતી; તેણીનો તે જીંદગીથી અધીક વ્હાલો જવાન તેણીની બોર્દુમાંજ બેઠો હતો, જે તેણીને જાસ્તી હરખાવનારૂં અને સુખદાયી હતું. વળી તે દુન્યાવર્ણની ગાનારીના મુખમાંથી બહાર પડતું નામીચું સંગીન મોજ સમેત સુણતી હતી કે જે તેણીના મોટા સુખને સ્વર્ગ સમાન સુખજ કરી મેલતું હતું.

માડામ આલ્ટે તે જગમશહુર ગાનારી ખુદરતની સુંદર બક્ષેસ પોતાના સાદમાં ધરાવતી હતી. તેમ વળી તે કાંઇ ઓછી ખુબસુરત ન હતી. તેણીનો સાદ, આવભાવ અને ગાનું ભવ્ય હતાં. તે આખું હાઉસ, તેથી, કેવળ આકર્શાઇ ગયું. તે સર્વની અસર પ્રીનસેસ હેલન ઉપર ન્યારીજ થઇ. તે દુન્યા ભરના વ્હાલથી ચાહના જવાનની બાજુમાં બેઠી બેઠી તે ઓપેરા જોતી અને વળી કંઇ અવનવાજ વિચાર કરતી રહી હતી. તેણીના અંતઃકરણ ઉપર જુદીજ અનુપમ અસર થઇ કે જેણે તેના ભાવીને નક્કી કર્યું. તેણીએ પોતાના મન સાથ નકકી કર્યું કે તે વ્હાલા જવાન

વિનાનું જીવતરજ રદ હતું. તે હતો તો તેણીનું દુનિયા માહેલું સર્વ હતું; તેના વિના સર્વ સુન્ય હતું!

પરણવું તો બસ તેનેજ એ તેનો દઢ નિશ્ચય થયો. જો તે કદી તેને પોતાની પરણેતર બનાવવા ના કહે તો તે કદી બીજા કોઇ સાથે પરણનારજ નહોતી. જો તે તેણીને ચાહતો ન હોય તો કોઇ તેને ચાહી શકનાર નહતું. આવા બધા વીચારોમાં તે ડોલતી હતી. જો કે તેણી મુખથી તે વીશે કંઇ બોલી ન હતી છતાં તેણીની મનોહર ચક્ષુઓમાંથી તેના અંતરના ભાવાર્થનું તાતપર્ય સ્પષ્ટ તરી આવતું હતું

એક ખુબસુરત ઓરતનો મોટો પ્યાર એક માણસ માટે મોટામાં મોટી ખુશામદ છે અને તે ખુશામદથી કાઉન્ટ વીના શકે રાજીજ થયો. તે ખુબસુરત મુખડા ઉપર છવાઇ રહેલો ખુલ્લો છાપ ન વાંચી લઇ શકવા જેટલો આંધળો કે મુર્ખો તે નજ હતો.

તે ઓપેરામાં પણ એક ખુબસુરત ઓરતના મોટા પ્યારની એક કરૂણારસીક કથાજ સમાયલી હતી, અને જેમ જેમ તે ચાલતો ગયો તેમ તેમ પ્રીન્સેસ હેલનના અંતઃકરણમાં તે પ્યારનુંજ ધુન વૃધ્ધી પામવા લાગ્યું.

તેટલાં તે તેણી તરફ ફર્યો.

"પ્રીન્સેસ હેલન, અગર તમે નોરમાની જગ્યાએ હતે તો શું કરતે?"

"તેણીએ જે કર્યું તેજ હું કરતે," તેણીએ ઝડપથી જવાબ કર્યો.

"તમે જેને ઘણો ચાહેલો એવા કોઇ માટે અદેખા બન્યાં છો?" તેણે સવાલ મૂકયો.

"નહીં. હું કદી અદેખી પડી નથી," તેણીએ ઉત્તર આપ્યો, "અદેખાઇ શું ચીજ છે તે હું જાણુતીજ નથી, પણ હવે તેની સમજ મને થોડીક થોડીક પડતી લાગે છે. માહરે કહેવું જોઇએ કે તે પ્યાર કરતાં બી ભયંકર છે. તમે કદી અદેખાં બન્યાં છો કે, મોંશય લ કોંટ."

તેણીની તે વાણી સાંભળી તેને તે ખુબરત ચહેરો, સોનેરી જુલફાઓ અને મનહર આંખો યાદ આવી કે જે કદી પણ તેના સિવાય કોઇ ઉપર પ્યારભરી દ્રષ્ટિથી ટીકાઇ ન હોતી; કે જેનું નીરમલ અંતઃકરણ દરેક ઘડીએ તેણીનીજ ટગર કરતું હતું.

"નહીં," તેણે એક ગંભીર મધુરાં હાસ્ય સમેત કહ્યું, "હું કદી અદેખો બન્યો નથી."

"હું પ્રચ્છું છું કે હું કદી બી અદેખી બનુંજ નહીં," તેણીએ એકાએક પોતાની ચશમો તેની સાથ મેલવી કહ્યું, "અદેખાઇ મને ધાટકી બનાવી મેલશે. કહે છે કે અદેખાઇને વશ થયલો માણસ પોતાના હરીફને જતો મુકતોજ નથી, તેમ હું કદાપી અદેખી બની તો કદી કોઇ ઓરતને છોડીશ નહીંજ."

"અદેખાં બનવાં અગાઉ તમારે અનહદ પ્યારના વમલમાં સપડાવું જોઇશે."

"હું તે જાણું છું," તેણીએ ભાર મુકીને કહ્યું. અને ફરી તેમની આંખો એકત્ર થઇ. તે ઓપેરા ચાલુજ રહયો. મોટા પ્યાર, ધીકકાર, અને અદેખાઇની તે વાતો છેવટ ટક ચાલુજ રહી.

પણ તેઓ તો અત્યારે જાણે પોતાનીજ અલાહેદી દુન્યામાં હતાં. તેણીની લલચાવનારી મોટી ખુબસુરતી, તેણીના અસીમ પ્યારની ઇલચ્છા એ બધું તેને આંજીજ રહયુ હતું. તે વખતે પણ—ને પળે પણ તે પોતાના હૃદયથી લીમાને ઓછો ચાહતો તો નજ હતો–તે સમયે તે તેને આત્ર ભુલી ગયો હતો. પોતાની નજદીકના ખુબસુરત ચહેરાનોજ માત્ર તે વખતે ખ્યાલ કરી રહયો હતો; તેજ તેની નજર સમક્ષ હતો. તે તેજ મધુરીનો લલચાવ નારો મીઠો સાદ સુણી રહયો હતો કે જે સાંભળવામાં તેને અનુપમ મોજ માલમ પડતી હતી.

પણ તે દીલચસ્પ ઓપેરા ખત્મ થતાં; તે મધુરીથી વિખુટો પડતાંજ તેજ અસલ ગમખાર વીચારોથી તેનું મસ્તક ભમી આવ્યું; તેજ જુની યાદગાર લીટીઓ ઓચીંતી તેને વધુ દુઃખી બનાવતી તેના મુખમાંથી બહાર આવી.

ઉનાળો લાવ્યો ગમ તેણીપર,
બેવફા પરવાર થયો જવાન;
હતું નહીં એલનના કીનારાપર,
મિસરની પુત્રી સમ ગમગીન નિદાન !

# પ્રકરણ ૩૨.

"વહેતાં પાણી ઉપર લીધેલાં સોગંદ બમણા બંધનકર્તા અને ગંભીર છે!" લીઓંડ સોફડાના તે રાતે ઘરે ગયો ત્યારે ઉપલા શબ્દોનો ધ્વની તેની પૂઠે પડયો. તેને લાગ્યું કે તે પોતાની ઇચ્છામાં ડામાડોળ બન્યો હતો; તેની સામેનો વગ દીનપ્રતીદીન ફતેહમંદ થતો જતો હતો; તેની સામે થવાની તેનામાં તાકાત ન હતી. તેના દેશનો કાયદો ગમે તે કહેતો હોય, પણ તેથી શું તે ખુબસુરત ઇંગ્લીશ અબળાને બેવડાં બંધનથી બંધાયલો ન હતો. બેવડાંજ બંધનથી કેમકે પ્રથમ તો તેણીને તેના માબાપની ઇચ્છાની વિરૂધ્ધ પડીને, તેના ઘરબારથી તેને જબરીની વીખુટી પાડીને તે તેણી જોડે પરણ્યો હતો; અને બીજું તો વહેતાં પાણી ઉપર તેણી સાથ જીંદગી વેર જોડાઇ રહેવાના ગંભીર સોગંદ તેને ખાધા હતા અને અસલ વારેની માન્યતા અનુસાર વહેતાં પાણી ઉપર લેવાયલા સોગંદ બમણા બંધનકર્તા અને ગંભીર હતા. તે તે ઘડીએ પોતાના બોલેલા બોલો પ્રગટ યાદ કરી શકયો:-

"લીમાં, સોગંદ ખા કે એ બધો વખત તું મને બહાદુરીથી વળગી રહેશે, માહરાથી બદલાઇ જશે નહીં, અને ત્યાગી દેશે નહીં. મને બહાદુરી અને સાચવતથી ચાહવાનું વચન આપ!–મને કહે કે તું મને અને મને એકલાનેજ આપણે જીવ્યે ત્યાંસુધી ચાહશે?"

અને તેણીએ તત્કાળ વચન આપ્યું હતું. તેણીએ તો પોતાનું વચન અક્ષરશ પાળ્યું હતું, જ્યારે તેણે—

"કોણે સ્વપને બી આશા રાખી હશે કે અમો એમાંથી હુંજ પોતે બેવફા નિવડશ," તેણે વિચાર્યું. અને વહેતા પાણીનો અવાજ તેના કાનોમાં આવી અથડયો.

તેજ રાત્રે માડામ લ કોંટેસ તેને ખાસ મળવા આવી, અને લીઓંએ એક ધસકા સમેત વિચાર્યું કે હવે વખત આવી પુગ્યો હતો કે જ્યારે તેણે લીમા અને ફ્રાંસ વચ્ચે પસંદગી કરવાની હતી.

એક બે માસ અગાઉ તેણે જુદુંજ ખાતરીથી કહયું હતે. "આખી આલમની વિરૂદ્ધ લીમાં; આખી આલમની પહેલાં લીમાં." એક માસ અગાઉ તે જરા તેટલુંજ મજબુતાઇથી બોલતાં ખંચાયો અચકાયો હતે; પણ હવે વહેતાં પાણીનો ખડખડાત કે તે મધુરો મુખડો તેના લગભગ નકી થયુ

ચુકેલા નિર્ણયને ફેરવી શકે એમ ન હતું. તેણે વીના શકે લીમાંને સાચ્ચા નીર્મળ પ્યારથી ચાહી હતી; પણ આજે તે એક હવસ ભીસાલના જુસ્સાને આધીન હતો તે હેલનના જેવી ધનવાન અને અસાધારણ સુંદરતા ધરાવતી ફ્રેંચ રૂપસુંદરી—કે જે બીજા કોઇ ઉપર નજર નાખવા પણ નારાજ હતી તેથી તે અંજાયો હતો. તેની મા અત્યારે તેને મળવા આવી હતી ત્યારે તેનું ભેજું પણ એવાજ વિચારોથી ચકભ્રમ બની રહેલું હતું.

"હું તાહરી સાથ અતિ ગંભીર અને અગત્યની વાત કરવા માગું છું, લીઓં," તેણીએ આવતાં સમેન કહયું, "જો કે હમણાં મંત્રરાત થવા આવી છે પણ મન મુકીને ખાનગી વાત વગર ખલલે કરવાનો વખતજ આ છે. આજે રાત્રે તાહરે છેવટની પસંદગી કરી લેવાની છે. તું લીમા કરીને કોઇ દુકાનીને કહે છે તે અને ફ્રાંન્સ તેની સાથ જોડાયલી સર્વ જાહોજલાલીઓ, બેશુમાર દોલત, માનમરતબો અને જીંદગીને સ્વર્ગસમાન સુન્દર બનાવવાના અનેક અનુકુળ સાધનો વચ્ચે તાહરે પસંદગી કરવાની છે."

બે માસ અગાઉ તેણે જરૂર એમજ કહયું હતે કે "લીમાં સર્વની પહેલાંજ" પણ ચાલુ દબાણને વશ તે આજે થઇ ચુકયો હતો. તેમ કરવાની હામ તેનામાં હાલ રહી નહોતી. એક સુંઘા માણુસને માટે લુચ્ચા યા ચોર એકદમ બનવું મુશકેલ છે; એક પ્રમાણીક અને સુદ્ધા માણુસને કોઇ નીચ કાર્ય કરવાની ફરજ પાડવામાં આવે તો તે કમકમીને હડી જાય છે, અને તે સામે પોતાનો સખ્ત અણુગમો જાહેર કરે છે, પણ તેજ કામ જો તેની નજર આગળ ચાલુ રાખવામાં આવે છે, તેના તરેહવાર લલચાવનારાં રંગરૂપમાં તેની સમક્ષ રજુ કરવામાં આવે છે તો ધીમે ધીમે તે ટેવાય છે અને વખતે તે કરવા પણ તૈયાર થઇ જાય છે.

લીઓં ડ સોલ્ડાના, ખુદરતી તો પ્રમાણીક અને આબરૂદાર હતો; કબુલ કીધું કે તે સ્વભાવે નરમ અને બીજાની સમજાવતને ઝટ વશ થાય એવો હતો. તેણે પણ પ્રથમ પોતાની માતાની માગણી ધીક્કાર ને કમકમાત સાથ સમજી હતી, તેનો વિચાર સરખો કરવા પણ ના પાડી હતી. પણ ધીમે ધીમે તે નાપસંદ કાર્ય સાથ જોડાયલી દુન્યવી લાલચો તેના મન ઉપર અસરો કરતી ગઇ; તે લાલચો ઉપર તે ખ્યાલ કરવા લાગ્યો અને તેથી

તેનો ધીક્કાર અને કંપારી સમી ગઇ. હવે બેઉ બાજુ ઉપર વાદવીવાદ ને તકરાર કરવા લાગ્યો, અને એવા સંજોગોમાં તકરાર ઉભી કરનાર માણસ અંતે હારીજ બેસે છે.

"હું તને ચોખ્ખું કહી ચુકી છું, લીઓ," તે માવીતરે ઠરાવભર્યા સાદે કહ્યું, "કે તું તુરતા તુરત જો નિશ્ચીત પગલું એ બાબતમાં ન ભરશે તો પછી હું ન્યાયની અદાલતનો આશરો લેવશ અને તાહરાં ઇંગલાંન્ડ માહેલાં ઢોંગી લગ્નને ગેરકાયદેસર અને નીર્થક જાહેર કરાવશ. તું એ તો જાણેજ છે કે આપણા દેશના કાયદા અનુસાર તેનો ચુકાદો માહરીજ તરફેણમાં આવશે."

"માય, હું તે જાણું છું." તેણે ધીમેથી એકરાર કર્યો, "મેં અત્રેના ઘણા નામાકીંત ધારાશાસ્ત્રીઓની સલાહ લીધી છે અને તેઓ બધા એક મતે એરોજ અભિપ્રાય આપે છે."

"હું તે જાણીને ખુશી છું. કોર્ટની દેવડી પણ તને એ છોકરીથી જુદોજ પાડશે. અત્રે તું તેને તાહરી મોહરદાર ગણી કે ગણાવી શકશેજ નહીં. અને તેણી સાથ ઇંગ્લાંડમાં જઇ વસવાથી તું તાહરૂ અત્રેનું સર્વસ્વ ગુમાવી બેસશે. હું કોર્ટમાં જાવું યા ન જાવું પણ અંતે અંત તો એનો એજ આવનાર છે. ફરક માત્ર એટલોજ છે કે એ કામ જો તું મને સોંપી આપશે તો તે હું એવી રીતે પાર ઉતારશ કે જાહેરમાં સહેજ બી ચુનોચેસ ઉત્પન્ન થવા ન પામશે. આપણા કાયદાના સલાહકાર ને માડામ ડવેસે સિવાય કોઇ તે વિશે કંઇ ન જાણશે. મને તું માહરી ઇચ્છા મુજબ કરવા દે. સોલ્ડાનાના પવિત્ર અને મોટા નામને કોઇ પણ પ્રકારનો કલંક, શરમીંદગી કે બેઆબરૂમાંથી ઉગારી લે. હું તને એટલી ખાત્રી આપું છું કે એ જવાન અંગ્રેજ છોકરી સાથ ઇન્સાફ, દયા ને સહાનુભુતીથી વર્તવામાં આવશે."

"વહેતાં પાણી ઉપર લીધેલા સોગંદ બમણા બંધનકર્તા અને ગંભીર હોય છે," તે શબ્દો ફરી તેના કાનમાં ગણગણી રહયા. તે ગણગણાટને ગોયા સમાવી દેવા તેણે પોતાના કાને આડા હાથ ધર્યા. તે શોકાતુર સુંદર મુખડો તેની ચક્ષુઓ સમીપ આવી ખડો થઇ રહ્યો અને તે દેખાવ ટાળી દેવા તેણે પોતાની ચશમો બંધ કરી દીધી.

"હું તને કહેવા માગું છું તે માત્ર એટલુંજ છે કે જો કોર્ટનો ચુકાદો તાહરી સદંતર વિરૂદ્ધમાંજ આવવાનો છે તો કોર્ટમાં જવામાં પ્રયોજન શું છે? તાહરી છોકરવાદી મુર્ખાઇનું પ્રદર્શન જાહેરમાં કરવાની શી જરૂર છે? છાપે છાપે તે ગટર મેદ ભાવની ચાવાચીની કરાવવાથી લાભ શો મળનાર છે? પરીણામ તો આખરે તેનું તેજ છે. વળી કોર્ટમાં જવાથી એ દુકતીને પણ વસમુ લાગશે ને તે દુઃખી જરૂરીજ થશે."

"માયજી," લીઓં ગદ્‌ગદીત કંઠે બોલ્યો, "શું તમે એ નામોશીભર્યા કાયદાનો લાભ ઉઠાવવાજ માંગો છો કે?"

"હા. એક નહીં પણ એક હઝાર વાર હા," માડામે કહયું, "અને ફ્રાન્સ માહેનાં દરેકે દરેક સમજુ સ્ત્રી પુરૂષો માહરાં તે પગલાંને વખાણશેજ. લીઓં, આજે રાતે તાહરે નક્કી નીશ્ચય પર આવી જવાનું છે. તાહરી મમતને વળગી રહેવામાં તને હાંસલ કશીજ નથી. તાહરાં લગન તો નારવાજ છે એ વાત નક્કી છે ઇંગ્લાંડમાં જઇ રહેવાથી તાહરી મોટી આશાઓ ધુળમાં મળે છે, તાહરી કુટુંબી કીર્તિનો નાશ થય છે. એ બધા ઉપર ધીરજથી ધ્યાન કરતાં એકજ અનુમાન અને તે બી સીધું ને સાદું માનભર્યું એજ આવે છે કે તાહરે માહરી સલાહ સ્વિકારવી અને સુખી થવું. એ બાબત તું માહરી ઉપર અને આપણા કાયદાના સલાહકાર ઉપર છોડ."

"ઓ માહરી ગરીબ ભોળી પર્ણેતર!" લીઓંના મુખમાંથી દુઃખનું એક ડુસકું નીકળી પડયું, જે જોઇ માડામ ઉપર પણ અસર થઇ, પણ તે તુમાખી ખાનદાની ઓરત પોતાની આગળની ટેવ માટે તેથી નચીંત થઇ. દુન્યામાં એવી પણ માતાઓ થાય છે કે જેઓ પોતાની સલાહ અને સમજાવટથી પોતાના સંતાનોને સ્વર્ગના સુખદ માર્ગે લઇ જાય છે, જ્યારે વળી કેટલીક એવી પણ હોય છે કે તેની તમામ ઉમરેજ પાપી રાહે તેઓને તાણે છે.

"હું જાણું છું, લીઓં માહરા બેટા કે એ તાહરે માટે મુશકેલ કામ છે," માડામે તેની દયા ખાતા ઢોંગી સાદે તેને સમજાવ્યો, "પણ દુન્યામાં તું કાંઇ એવો એકલોજ નથી કે જેને પોતાની કુટુંબી કીર્તિ માટે પોતાની લાગણીઓનો અને કોઇ સંજોગોમાં તો પોતાની જાનનો પણ ભોગ

આપ્યો હોય. આપણા દેશના મહાન નેપોલ્યનનો ખ્યાલ કર. શું તેને ખુબસુરત જોસફાઇનને ત્યાગી ત્યારે ઓછું દુઃખ ઉપજયું હશે. અને છતાં તેણે તેમ કર્યું હતું. જો આ સ્ત્રીમાં તાહરા સુખમાં સુખ માનનારી અને ભલા હૃદયની હશે તો તે પોતેજ તુને તેવી સલ્લાહ આપશે.”

તે મધુરા મુખડા અને પ્યારભરી આંખો, તે સુંદર મખમલી હાથો, તે પરવાલા સમ મીઠા હોઠો, તે ઉપર તેણે હર્ષ અને પ્યારના ઉમલકાથી લીધેલાં અસંખ્ય ચુંબનો, તેણીની શીરીન જુબાન કે જે હરહંમેશ તેની વખાણ ને મોહબતમાંજ હાલતી હતી તે સર્વનો તેણે વીચાર કર્યો. એ શું બનવાકાળ હતું કે તેણી તેને પોતા પાસથી મોકલી દે ?

“વહેતાં પાણી ઉપર લીધેલા સોગંદ બમણા બંધનકર્તા અને ગંભીર હોય છે, માય,” તે પૂકાર્યો, “હું પ્રમાણીકપણે માનું છું કે જો તેમ થશે તો તે જરૂર તે દુઃખનાં આંચકાથી મરી જશે. તેણીના અંતઃકરણના પુરચે પુરચા થઇ જશે.”

“તેને માટે તાહરે ધાસ્તી કરવી નહીં,” માડામે સમજાવ્યું, “એ બધું તું માહરી મુનસરી ને કારવાઇ ઉપર છોડ. હું તેણીને સમજાવશ, સંતોષશ; તેણીને આનંદી અને સુખી બનાવશ.”

“મમ્મા, તેમ કરવા સાથ માહરાં સર્વ સુખનો તો નાશજ થઇ જશે. તે પછીથી એક બી સુખી પળ માહરાં ભાવી જીવનમાં ન રહી શકશે. એક મનુષ્યહત્યા કરતાં પણ ઘોર પાતક કામ મેં કર્યું છે એવું મને અષ્ટોપોહર લાગ્યા કરશે.”

“એ બધા તાહરા ઘેલચ્છાભર્યા વકુફ વીનાના ખ્યાલો છે. મહાન નેપોલ્યને મારી લુઇઝ સાથ પરણ્યા પછી પોતાનું સર સારી આલમ સનમુખ મગરૂબીથી ખડું રાખ્યું હતું.”

“મમ્મા, નેપોલ્યનનો દાખલો આપી મને તેનું અનુકરણ કરવા ન સમજાવો. લોકો કહે છે તે એક ઘડી બી તે પછી કદી સુખી હતોજ નહીં.”

“લોક તો કહે છે કે રાજા હેનરી પોતાના બેટાના વૈકુંઠવાસ બાદ કદી હસ્યોજ નહતો.” માડામે તકરાર લીધી, “લોકો કહે તેથી તે ખરૂંજ હશે એમ માની લેવું જોઇતું નથી.”

"માય, આપના શહેનશાહે આપણું ઉમરાવપદ આપણને પૂનઃ બક્ષ્યું ત્યારે તમે અત્યંત ખુશી થયાં હતાં."

"બચ્ચીતજ માહરા દીકરા."

"અને હવે તમે માહરાં તે ઉમરાવપદને ઝાંખપ લગાડવા સમજાવો છો એ શું શોચનીય નથી."

"એજ ચીજ કરવાથી નેપોલીયનને કશી ઝાંખપ લાગી નથી," માડામે ઠંડાઇથી કહ્યું, "એક માણસ કાયદામા રહીને કામ કરે તો તેમા કશું ખોટું કે અયોગ્ય નથીજ."

પોતાની માની તે મુખ્ય તકરારને તે કેમ તોડી શકે? કાયદો પ્રજાના બચાવની ઢાલ મનાય છે; એટલે તેને અનુસરીને ચાલવામાં પ્રજાની શોભા ને સલામતી છે એ તો નીર્વિવાદ છે. પછી ભલે તે કાયદો કોઇ મહા અપરાધ કે ગુન્હાને અનાયાસે પણ રક્ષણ દેતો હોય.

માડામ જ્યારે પોતાના બેટાને છેવટ છોડી ગઇ ત્યારે પોતાનું ધાર્યું બજાવી ગઇ હતી, પોતાને જોઇતું વચન મેળવી ગઇ હતી અને તેણે પોતાનું સ્વમાન સદાને માટે ગુમાવ્યું હતું.

## પ્રકરણ ૩૩.

બીજેજ દીવસે કોંટેસ ડ સોલ્ડાના માડામ વેસેને મળવા અને પોતાના મન માહેલી વાત નકી કરી દેવા ગઇ. તેઓ બંનેએ એ વીષય ઉપર અતી ગંભીરાઇથી ચર્ચા ચલાવી. માડામ ડ સોલ્ડાનાએ પોતાના બેટાના અવિચારી કાર્યની વાત પણ સાથે સાથ કહી અને બહુ લંબાણથી તેમજ સીફતથી માડામ ડ વેસેને તે બધું કહી દીધું. પોતાના બેટાને તે કેમ ઠેકાણે લાવી હતી, તેમ ઠેકાણે લાવવામાં તેને ફ્રાંસનો કાયદો કેવો કામ લાગી ગયો હતો તે બધું સ્વિસ્તાર તેણીએ તેને સમજાવ્યું.

માડામ ડ વેસે મુંગી અજાયબીમાં તે કથા સમજતી રહી.

"પણ જક્કાનો એવી ભુલ કરવાની નાહાની કરે છે," માડામે પુરૂં કરતાં કહયું, "જો તે કોઇ મોજ્જાવાળી અને ખાનદાની અંગ્રેજ અબળાને પરણ્યો હતે તો જુદીજ વાત હતી. તો મેં માહરી મંજુરી આપી એ લગ્ન અત્રે પાછાં કરાવી લીધાં હતે; પણ આ તો તેથી ઉલટુંજ છે. માડામ, તેથી તમે જોઇ શકતાં હશો કે માહરો દીકરો માહરા કાબુમાં છે. જો કે સોલ્ડાનાના કૂટુંબનો તે વડો છે પણ તે ઉમરમાં ન હોવાથી સઘળો અખત્યાર હાલમાં તો માહરોજ ચાલે એમ છે. અને હું એમ માનું છું કે જે હું કરી રહી છું તે એના આયંદાના લાભનુંજ છે.

"ખચ્ચીત તેમજ છે," માડામ વેસેએ ટેકો આપ્યો. જો કે તે જરા એ બધી બાબત જાણી વિચારમાં પડી ગઇ હતી.

"તમારા દીકરાએ ત્યારે તેણીને ચાહી તો હશેજ?" માડામે શંકા બતાવી.

"હું નહી માનતી. ખરેખર તો હું પ્યાર ફ્યારમાજ માનતી નથી. અને કદાચ એ તેણીને ચાહતો હતો એમ મનથી ધારી લીધું હશે. જો એ તેણીને ચાહતોજ હતે તો પછી તે આટલા દીવસો સુધી ફ્રાંન્સમાં નીરાંતે થોભીજ કેમ શકતે. એ તેણી ઉપર લખતો વતીક નથી. હું તો તેથી માનું છું કે એ તેણીને ખરેખર તો ચાહતો નથીજ અને પ્રીનસેસ હેલનની અનુપમ સુંદરતાથી તે ખચીતજ મોહ પામી ગયો છે."

એ બાબત તે બંને બાનુઓ વચ્ચે અસાધારણ લાંબી વાતચીતો ચાલી તે અત્રે બધી ઉતારી લેવાની કશીજ આવશ્યકતા નથી. તેઓ વચ્ચે એવા આગળ બની ગયલા બનાવો વાસતે ખાસ ઉહાપોહ થયો કે જેમાં એક બે દાખલા તો તાજાજ બનેલા હતા. એક મારકવીસ ડ પોલડીય નામનો જવાન ફ્રેન્ચ ઉમરાવ પોતાના માત પીતાની જાણ વીના એક ખુબસુરત કયુબનને પરણ્યો અને તેણીને લઇ ફ્રાન્સ આવ્યો. તેના માતપીતા તે લગ્નની સામે થયાં અને તે રદ કરવા ફ્રેન્સ અદાલતને અરજ કરી. તેમની અરજી મંજુર રકી અને તે લગ્ન ગેરકાયદેસરના અદાલતે ઠરાવ્યાં. આથી તે ખુબસુરત કયુબને મીઝાજ ખોઇ એક એસીડની ભરેલી શીશી પોતાના પતીને છુટી મારી ને તેને સદાનો અપંગ કર્યો.

બીજો એક દાખલો મોંશીય લ ડક ડ માઇરેલાનો તેઓએ યાદ કર્યો. તે જવાન સીનોરીના પારડી નામની એક ઘણી ખુબસુરત નાયીકા સાથ

પ્યારમાં પડયો અને પરણ્યો હતો. થોડાક સમયમાં તે તેણીથી કંટાળી ગયો અને એક બીજી ગનારી માડામ કામબોલ ઉપર મોહી પડયો.

તેણે પોતાના લગ્ન ગેરકાયદેસર ઠરાવવા એજ કાયદાનો આશરો લઇ ફ્રેન્ચ અદાલતને અરજી આપી. અદાલતે તેની અરજી તુરત મંજુર કરી અને તે માડામ ડ કામબોલ સાથ પાછો પરણી ગયો.

"એ દાખલાઓ કાંઇ આનંદ ઉપજાવે એવા નથી. હું ઇચ્છું છું કે આપણી ઘટનામાં એવું ન ઇચ્છવા જોગ કશુંજ ન બને." માડામ ડ વેસેએ કહયું.

"તેવી કોઇ ધાસ્તી ધરાવવાની જરૂર નથી." માડામે ખાત્રી આપી.

"તમે તે અંગ્રેજ અબળા માટે કંઇ જાણો છો કે?" માડામ ડ વેસેએ પ્રશ્ન પૂછયો.

"કંઇજ નહીં સિવાય કે તે ઘણી ખુબસુરત છે અને માહરા દીકરાના વિચાર મુજબ તો મોટે ભાગે અંગ્રેજી છોકરીઓ ખુબસુરતજ હોય છે. અને તે એક દળણું દળનારની દીકરી છે."

"દળણું દળનારની દીકરી! કેવી ગંભીર ભુલ તમારા દીકરાએ કરી છે. સોલડાનાનો નબીરો આવો ખ્યાલ લાવીજ કેમ શકે?"

"તે ગરીબ હતો અને વળી આવારાવતન હતો; વળી તેને અત્રે આવવાનો સ્વપ્નોએ નહોતો."

"કાયદો તમારી તરફેણમા છે એ તમારૂં ત્યારે સદ્દભાગ્ય સમજો. આવાં લગ્ન તમે મંજુરજ કેમ કરી શકો?"

"થાયજ કેમ?" માડામ ડ સોલ્ડાનાએ મગરૂબીથી કહયું. એક જીવની પરવા તેને સોલ્ડાનાની કુટુંબી કીર્તિની આગળ તમામ તુચ્છ હતી.

ત્યાર પછી તેઓએ હેલનને તે ઘટનાથી વાકેફ કેમ કરવી તે ઉપર વાદવીવાદ કર્યો?

"તેણી સ્વભાવે બેહદ અદેખી છે," માડામ ડ વેસેએ કહયું, "માહરૂં મત તો એ છે કે સ્રીઓંનો ગમે તેવા તકસીર તે માફ કરશે સિવાય કે તે કોઇ બીજીને ચાહતે હોય તે."

"ત્યારે તો એ વાત હુંજ તેણી આગળ કરશ ને શું બન્યું છે તે સમજાવશ. માહરા બેટાની એ ખાસ ઇચ્છા છે કે એ વાત એ જાણે,

અને ત્યાર પછીજ પોતાનો વિચાર કહે. જો એ જાણ્યા પછી તે ના પાડશે તો કોઇ વાંધો નથી અને જો હા પાડવા જેટલી એ ભલી થશે તો પછી માહરા દીકરા જેવો સુખી બીજો કોઇ થઇ શકશે નહીં. મને તો વીશ્વાશ છે કે એ જાણ્યા બાદ બી તેણી હાજ પાડશે."

પણ માડામ ડ વેસેએ શંકાથી ડોક ધુણાવી.

"જો તેણીને તેણે ચાહીજ હશે તો પછી હું કંઇ કહી શકતી નથી. માહરી હેલન બેહદ અદેખી છે, અને અદેખાઇ એક વિચિત્ર જુસ્સો છે."

---:o:---

## પ્રકરણ ૩૪.

---:o:---

માડામ ડ સોલડાનાને પોતાની કુનેહ અને સમજાવતમાં ઘણો વીશ્વાસ હતો. તેથી, તે હેલન ડ સયશનને સમજાવવા હામ બીડી બહાર પડી હતી. તે ચાલાક મહીલાએ તેણીને કેમ મનાવી લેવી તેનો નકકી વિચાર કરી પણ લીધો હતો. માડામ ડ વેસેના કહેવા ઉપરથી તે કળી ચુકી હતી કે હેલન અદેખા સ્વભાવની હતી. અને તે ઉપરથી તેને કેમ જીતવી તે વીશે તેણે નીર્ણય કરી લીધો હતો. તેણીની ખાત્રી હતી કે જો તેણી સમક્ષ તે પોતાના દીકરાને તે અંગ્રેજ પોરીના એક સાચ્ચા આશક કરતાં ક્ષણભરની વેલચ્છાને તાબે થઇ નાદાની કરનાર મુર્ખો તરીકે વર્ણવસે તો જરૂર તે પોતાની મતલબમાં ફાવશે. તેણી, તેથી, ઉમેદભર, ગોઠવણ મુજબ એક દીને પોતે ચાલી ચલાવીને હેલન ડ સયશનને મળવા ગઇ. હેલન પોતાના રૂમમાં એકલીજ હતી, કેમકે કરી રાખેલા સંકેત મુજબ માડામ ડ વેસે કંઇ જરૂરી કામને નીમતે તે વેળા તે ઘરમાંજ હાજર રહી ન હતી. માડામ ઘણા હેટથી હેલનને ભેટી અને હેલને પણ તે ઉમરાવ બાનુનો સારો સતકાર કર્યો.

"હું તમારી આગળ એક ખાસ વાત કરવા આજે આવી છું." માડામે સમો જોઇને વાતની શરૂઆત કરી, "તમારી મહેરબાનીની માંગવા આવી છું. એક જણ કે જે પોતાનો કેસ પોતે રજુ કરી શકતો નથી તેના તરફથી વકીલ તરીકે વકીલાત કરવા હું હાઝર થઇ છું."

હેલન ડ સયશનનો ચહેરો કીરમજી થયો. શું ત્યારે તેણીએ વકકી રાખેલી ઘડી આવી પૂગી હતી. ફ્રેન્ચ ધારા મુજબ શું તેણીના હાથની માંગણી કરવા લીઓં કોંટ ડ સોલ્ડાના બદલ તેની માતા આવી હતી. તેણીનુ જીગર તે વિચારથી જોશમાં ઉછાળા મારવા લાગ્યું. તેણીની ચશમો જાસ્તી ચમકી રહી.

"હું માહરા દીકરાના એલચી તરીકે આવી છું," અને તે સાંભળી હેલનની ખુશહાલીનો પાર ન રહયો. માડામ લ કોંટેસ થોડુજ જાણુતી હતી કે તે દોલતમંદ ખુબસુરતી તમામ જાનો જીગરથી તેના દીકરા ઉપર કુરબાન હતી; અને તેણી જે કામ સરંજામ ઉતારવા આવી હતી તેમાં વગર મુશ્કેલીએ તે ફતેહમંદ ઉતરનાર હતી.

"માહરે તમને એક કીસ્સો કહી સંભલાવવો છે અને તે એક કીસ્સો માહરા દીકરા સંબંધીનો છે. તમે તે સમજશો ?"

"મોટી ખુશી સાથે. મને તેમાં ઉલટ લાગશે," હેલને કહયું.

"આવી એક વાત તમારા જેવી જુવાન છોકરી આગળ કરવી વાસ્તવીક રીતે જોતાં તો વાજબી નથી એમ હું જાણું છું. પણ તેજ વેળા હું એ પણ જાણું છું કે તમને મળેલી કેળવણી બીજી તમારી ઉમરની છોકરીઓ કરતાં વધારે સંગીન ને આગળ પડતી છે, તેમજ તમને દુન્યાનો સારો અનુભવ છે. વળી તે ઉપરાંત માહરા દીકરાની એવી તીવ્ર ઇચ્છા છે કે તે કીસ્સો તમારે જાણવોજ કેમકે તે જાણ્યા પછી તેનું નસીબ તમારાજ હાથોમાં આવી પડે છે."

આ વીચારો સાંભળી હેલન જરાક ફીકકી પડી.

"તે તમારા દીકરા, મોંશય લ કોંટ માટે છે કાંઇ ?"

"હા. એની જીંદગીનો એ એક બનાવ છે કે જે વીશે તમને માહીત કરવાની જરૂર છે."

"તો તેમણેજ મને કાંય નહીં કહયું ?" તેણીએ પુછયું.

"માહરા હાથમાં એ બાબત સારી રીતે જશ પામશે એવા વિચારથી તેણે મને તે સોંપી છે. અને તેના તે વિચારના રૂડાંપણા માટે મને પણ માન ઉપજે છે."

માડામ ડ સોલ્ડાનાએ તે બાદ તે આખો કીસ્સો અસરકારક ને મતલબસરની ભાષામાં વર્ણવવા માંડયો. કંઇ પણ દુઃખ ઉપજે કે માઠું દીસે એવો એક પણ શબ્દ ખાસ નજ વાપરવાની તેમણે ખાસ કાલજી કરી. તેણીએ ઘણીજ મનઆકર્ષક ભાષામાં તેની આગળી આવારાવતન હાલતનું બ્યાન કર્યું; અને તે નીરાધાર જેવી અવસ્થામાં એક અંગ્રેજ યુવતીએ તેની કદર ખાઈ તેને કેમ લલચાવ્યો અને છેવટે ફસાવ્યો તે વીષે અસરકારક કીસમે સમજાવ્યું. તે ફ્રાંસમાં ફરી તે કેમ ત્યાં લગ્ન કરવા લલચાયો તે તે પછી તેણે લંબાણથી નીવેદન કર્યું અને ત્યાર કેડે તે લગ્ન કેવી રીતે ગેરકાયદેસર હતાં તે ઉપર ચતુરાઇથી ઉહાપોહ કર્યો. પ્રીનસેસ હેલને તે બધું એકાગ્રહ ચીતે સમજ્યું.

"શું ખરેખર એવો કોઇ કાયદો છે?" તેણીએ અજાયબીમાં પુછ્યું.

"હા, આપણા દેશનો કાયદો એવોજ છે." માડામે કહયું.

"આપણી ખુબસુરત ભુમીનો?"

"હા. તદન ચોખ્ખો અને સહેલો," માડામે ભાર મુકીને કહયું.

"હું તે વીશે કંઇજ જાણુતી નથી." હેલને કહયું, "પણ કાયદાઓ વીશેની મને માહીતીજ કેમ અને ક્યાંથી હોય? પણ માહરા મત મુજબ એવો કાયદો બેહુદોજ છે."

માડામે તેણીની તે તકરારનું ખંડન કર્યું અને લંબાણથી તે બાબત ઉપર તકરાર કરી તેણીની ખાતરી પોતાની મતલબને અનુસરતી કરવાની તજવીજ કરી. છેવટે તેણે ઘણી અસરકારક ભાષામા ફ્રાંસમાં આવ્યા પછી તેના દીકરાએ કરેલી મહા નાદાની જોઇ અને તે માટે તે કેટલો અનહદ પસ્તાયો તે વર્ણવ્યું; અને હેલન સાથ પ્યારમા પડયા પછી તે વાતનો તેના દીલને કેટલો ખટકો થતો હતો તે બહુ ચીતઆકર્ષક કીસમે કહયું.

"માહરો દીકરો તમારાથી એક બોલ પણ છુપાવવા માંગતો નથી," તે ચાલાક ચતુરાએ છેવટે કહયું, "તમારૂં લક્ષ હું એટલા ઉપર વીશેષ ખેંચું છે કે ઇંગ્લાંડ અને આ દેશના કાયદામાં ફરક હોવાથી કશી પણ કાયદાની બાધ આડે આવી શકે એમ નથી."

"પણ શું તેજ લગ્નને અત્રે કાયદેસરના કરી શકાય એમ નથી?" હેલને આતુરતાથી પુછ્યું.

"તેમ કરવાની તેની ઇચ્છા નથી," માડામે કહયું, "વળી તેમ કરવા માટે માહરી મંજુરી જોઇએ જે હું તમને કહી ચુકી તેમ પ્રાણાંતે પણ હું આપનાર નથી. તે તેની છોકરવાદી ઘેલચ્છા હતીઃ સરયાગ નાદાની. પ્રીન્સેસ હેલન, તમે એને મદદ કરો. તે તમારા શીવાય કોઇને ચાહશે યા પરણશે નહીંઃ તેની એ મુર્ખાઇને તમારા વચ્ચે આડે આવવા ન દેવ. તે માટે તેને માફ કરો. તે વેળા તે તમને પીછાણતો ન હતો, નહીં તો આવું કંઇ બનતેજ નહીં. તમે તેને માફ કરશો, તેની જીંદગીના એ નાપસંદ ભાગને ભુલી જઇ શકશો અને તેની સાથ પરવા કબુલ થશો?" તે અપીલ કરતાં તેની આંખોમાં ઝલઝલીઆં આવ્યાં, તેનો મગરૂર કંઠ ગદગદી ગયો. "તમે તેને ચાહવાની તજવીજ કરશો?" તેણીએ પાછી અરજ કરી, "અને તેની અર્ધાંગના થવા વચન આપશો, પ્રીન્સેસ હેલન?"

તે રૂપસુંદરી થોડીક પળો ચુપ બેસી રહી.

"મને વિચાર કરવા થોડોક સમય જોઇશે," તેણીએ કહયું, "આવી બાબતનો જવાબ હું તુરતાતુરત આપી શકું એમ નથી."

"ઠીક ત્યારે માહરા દીકરાને તમારો શું સંદેશો આપું?"

"મોંશય લ કોંટને કહેજો કે હું એ બાબત ઉપર વિચાર ચલાવશ ને જો માહરો ઉતર 'હા' માં હશે તો કાલે રાતના બ્રીટીશ એલચી ખાતાના બોલના મેળાવડા વેળાએ હું માહરા ડ્રેસમાં 'સ્ટેફેનોટીસ' જેનો માયનો 'માહરી આગળ આવો' એવો થાય છે એ નામના ફુલના બંચનો ઉપયોગ કરીશ."

અને તે સંદેશો લઇ માડામ તુરત વેળા વિદાય થઇ.

## પ્રકરણ ૩૫.

પ્રીન્સેસ હેલન માડામ ડ સોલડાનાના વિદાય થવા બાદ મહા વિચારમાં પડી. શું કરવું? અલબતાં જરા તેની સ્થિતિ કઢંગી તો હતી. તેણીએ અંતઃકરણથી કબુલ્યું કે તેની ખરી ફરજ ચોખ્ખી ના પાડવામાંજ આવી

રહેલી હતી પણ લીઓં માટેનો તેણીનો મોટો પ્યાર આડો આવ્યો. કેમે કરતાં તે તે લાગણીને વશ કરી શકી નહીં. અનેકાનેક તર્કવિતર્કો કર્યા છતાં તેણીની મુઝવણનો અંત આવ્યોજ નહીં. તે સારો દિવસ અને તે પછીની રાત અને ત્યાર કેડેનો બીજો દિવસ પણ તેણીએ મન મગજની ડામાડોળ અવસ્થામાંજ વિટાવ્યો. અંતે બૉલમાં જવા માટે ડ્રેસ કરવાનો વખત આવ્યો. વિચારોમાં ને વિચારોમાંજ ધકધ્યાન ગુમાવી બેઠેલી તે મહીલાએ વસ્રો સજ્યાં અને પછી તેની મેડે ફુલોનો શણગાર તેણીના તે અપ-ટુ-ડેટ કપડાંમાં ઉમેરવા ફુલોની થાળ આણી. આ વેળા પાછી તે વિચારમાં વધુ દિવાની બની. તેણીએ એક પછી એક ફુલો ઉચકવાં ને મુકયાં; પછી એકાએક "સ્ટેફેનોવીસ"ની જાત પસંદ કરી તે થાળ તુરત ત્યાંથી ઉપાડી જવા મેડને હુકમ કર્યો. ને તે રાતે બ્રિટીશ એલચી ખાતાંના બૉલના મેલાવડામાં તે "સ્ટેફેનોવીસ"ના ફુલોના શણગાર સાથ હાજર થઇ. માડામ ડ સોલડાના તે દેખી હર્ષથી અર્ધ ઘેલીજ બની. તેણીએ લીઓંનું ધ્યાન તે પ્રતી ખેંચી તેને મુબારકબાદી આપી આનંદી બનવા કહયું. પણ તે જવાન કાઉન્ટની છાતીમાં તો, તેથી, એક જબરો ચમટોજ તુટયો. તેણે અંતની એવી ઉમીદ બી રાખી હતી કે તેની કર્મ કથા જાણ્યા પછી હેલન ના પાડશે તો પોતાની માવિતરને સમજાવી મનાવી લેવાની એક બારી ખુલ્લી થશે. પણ તેની તે છેવટની આશાનો કોટ પણ તુટી પડયો.

"લીઓં, એમ છેક સકમબકમ શું થઇ ગયો?" માડામ લ કોંટેસે તેને ધમકાવ્યો, "જા, હેલન તાહરી વાટ જોતી ખોટી થાય છે તેને મળ."

તે ગયો. એક ચાવી આપેલાં પુટલાં પેઠે તે સિધ્ધો તેણી ભણી ગયો. આનંદથી પ્રફુલ્લીત થયલે ચ્હેરે હેલને તેને આવકાર આપ્યો. તે મધુરીના સમાગમમાં આવ્યા પછી તુરતમાંજ તેના વિચારોમાં ફેરફાર થઇ ગયો. તેણે પરાણે પોતાના મનને મનાવી લીધું કે તેની સરજતમાં એમજ હશે તો તે કેમે કરી તેથી ઉલટું કેમ કરી શકનાર હતો?

હેલને તેની સાથે તેની ઇંગ્લાંડમાંની જીંદગીની લંબાણુથી વાતચીત કરી. તે મધુરી જાણવા ઇચ્છતી હતી કે લીઓં લીમાને ચાહતો હતો કે? પણ લીઓંએ તેની માના ભણાવી મુકવા મુજબ તેનો ઉત્તર આપવાથી તે કંઇ વધુ ખુશી થયલી દેખાઇ.

"હું ફ્રેંચ છોકરી છું," હેલને હસીને કહ્યું, "માહરા અંતરની તમામ લાગણી, મયા દયા સર્વે ફ્રાન્સ માટેજ છે; છતાં પણ લગ્નને લગતા ફ્રેન્ચ રીવાજોને માહરા જેટલું કોઇજ ધીક્કારતું ન હશે. પ્યાર વિનાના લગ્ન સુખીજ નિવડે નહી એમ હું ચોક્કસ માનુ છું અને તેથીજ હું એવાને વરવા ઇન્તેજાર હતી કે જે મને અથાક પ્યારથી ચાહતો હોય અને જેને પણ હું તેવાજ વળતા પ્યારથી ચાહી શકું. લીઓં, માહરો તાહરે માટેનો પ્યાર કેટલો છે તે વર્ણવી શકતી નથી. તાહરા મમાએ મને તાહરાં ઇંગલાંડ માંહેલાં લગ્નની વાત કરી ત્યારે હું અદેખાઇની જવાળાથી જળીજ ગઇ હતી પણ જ્યારે મેં જાણ્યું કે તે છોકરી ઉપર તું જાનોનીસાર ન હતો ત્યારે માહરા મનને શાંતી મળી. લીઓં, તું મને સાચ્ચાજ પ્યારથી ચાહે છે કેની ?"

"હા," લીઓંએ જવાબ કર્યો. પણ તે જવાબમાં જુસ્સા જેવું કંઇજ ન હતું. લીમાંનો ખુબસુરત મુખડો તેને પાછો પજવતો થયો હતો. તે કે જેને તેણે પહેલી અને સર્વથી છેલ્લી ચાહેલી હતી, અને તે સિવાય તે કોઇને ચાહી શકે એમ ન હોતું.

"તાહરી ઇંગ્લાંડ માંહેલી પરણેતરનો ખ્યાલ તો હવે તુને બીલકુલ નથીની ? તાહરા મમા કહેતાં હતાં તેમ તે તાહરી છોકરવાદી મુર્ખાઇજ હતી કેની ?" હેલને ચાંપીને પુછ્યું.

"હા."

"તેણીને તું ચાહતો હતો નહીની ?" તેણીએ પાછું અને પાછું અંકે કરાવ્યું.

"નહીજ !" લીઓંએ ખાતરી આપી અને તે સાંભળી અનહદ સંતોષ અને આનંદથી તેણીનું હૃદય ભરાઇ ગયું.

---

## પ્રકરણ ૩૬.

તે રાતે બોલમાંથી પાછાં ફરતાં માડામ ડ સોલડાનાએ જોયું કે તેના બેટાના અંતઃકરણમાં અજબ ઉથલપાથલ થઇ રહી હતી. તેનો ચહેરો, તેની ફેરવાતી હાલત તેનો પુરાવો પુરો પાડતું હતું.

"લીઓં, શું છે? શાનો ફીકર વિચાર કરે છે?" તેણીએ પુછયું.

તે ધીક્કારનું હસ્યો.

"માય, હું વિચાર કરૂં છું કે આજથી હું એક ગ્રહસ્થ નથી, એક ઇન્સાન નથી. સારી લાગણીઓનો એક કટરો પણ માહરા બદનમાં નથી."

"ઘેલો રે, ઘેલો." તેણીએ હસી કાઢયું, "એ તો તરત વેળા પહેલે એમ લાગે. બોલ દીકરા, તાહરે માટે હું શું કરૂં? એ તો થવાનું હતું તે થયું. તેમાં કંઇ ફેરફાર થઇ શકે એમ ન હોતું. હવે તું કહે તે હું તાહરે વાસ્તે કરૂં?"

"માહરે માટે કંઇજ કરવાની જરૂર નથી. તમે શું કરી શકશો? કરવા જેવુંજ શું છે? એ તો હવે એ શરમીંદગી અને ગમ માહરેજ શીરે હોવાથી માહરેજ સોષી લેવાની છે."

"દીકરા, માહરાથી એક બાબત તને સંતોષ મળે એવી રીતે બની શકે એમ છે. તાહરી પેલી અંગ્રેજ પોરીને લગતું હું સમાધાન એવી રીતે કરશ કે તુંને તેનો વિચાર સરખો પણ ભવીષ્યમાં કરવો ન પડશે. હું ઇગ્લાંડ જવશ ને તેણીને સુખી કરવાનો દરેક પ્રયત્ન આદરશ."

"મેં તેણીનો ભોગ વિના કારણે લીધો છે." લીઓંએ ગમથી કહયું, "મેં તેમ કરી માહરો બી ભોગ આપ્યો છે. કેમ કામ લેવું તે મને સુઝતું નથી. માહરા જેવી નામોશીભરી હાલત કોની થઇ હોશે? હું ઈંગ્લાંડમાં પરણેલો છું; માહરી પરણેતર ત્યાં છે; છતાં હું પાછો અત્રે અદરાયો છું."

"એ બધા ખ્યાલો રફતા રફતા ભુલાઇ જશે, જરા સબુરી પકડ, શાંત થા, માહરા બેટા. એમાં તું ધારે છે તેવું મોટું નામોશીભર્યું કશુંજ નથી. એ લીમાં માટે તું આટલી બી ફીકર ના રાખ. હું તેણીને મનાવી લેવશ. હું જાતે ઇંગલાંડ જવશ; તેણીના ભરણપોષણની વ્યવસ્થા મન માનતી કરશ."

"તમે જશો, મમાં?" લીઓંએ અચરતીથી પુછયું. પોતાની મગરૂર માં લીમાને મળવા જાતે જાય એ તેને મન કાંઇ અજુગતુ લાગ્યું. તે મગરૂર તુમાખી ઓરત ચાલી ચલાવીને લીમા જેવી એક તેણીના વિચાર મુજબ નો રખડતી પંકતીની છોકરીને મળવા જાય, અને તેણી સાથ વાત

કરવા જેટલી પણ પોતાના મનને મનાવી શકે એ લીઓને અચરત કરનારૂં હતું.

"હા, તાહરે ખાતર હું જવશ."

"તો એને મનાવી લેવા તમરૂં દરેક બનતું કરજો. ઓ, મમા, તેણી મને કેટલી ચાહે છે તેનું તમને ભાન પણ કયાંથી હોય?" તેણે હજી દયકાં સમેત કહયું. તેને તે વેળા તેઓના છુટા પડવાના સમયનું સ્મરણ થયું. અને ત્યારેજ તે કેટલી દુઃખી થઇ હતી, કેટલી કગરી હતી, તેને ન જવા તેણીએ કેટલો વિનવ્યો પનાવ્યો હતો એ બધું તેને યાદ આવ્યું અને ત્યારે આ કાટીલ ખબરથી તેણીની હાલત કેટલી શોકગ્રસ્ત થશે એના ખ્યાલથી તે ફરૂજી ઉઠયો.

"મમા, જાણે તમે નાગી તલવાર રૂપે એકજ ફટકે તેને જમેહ કરવા ત્યાં જશો એમ મને લાગે છે. હા, તેણી જો મને સહજ બી કમી પ્યારથી ચાહતી હતે તો મને એટલું ન લાગતે. મને લાગે છે કે હું એક ખુન જેવું મહાપાતક કર્મ કરી રહયો છું."

"માહરામાં વિશવાશ રાખ." આડામે સમજાવ્યું, "તેં આ બાબતની માહરી ઇચ્છાને શરણ થઇ માહરી પર મહદ ઉપકાર કર્યો છે તેનો બદલો હું તેણી સાથ માહરાથી બની શકતી ભલાઇ કરી જરૂર વાળીશજ. હું તેણી સાથ અત્યંત માયાથી વર્તશ. તેણી પોતાનો નિર્વાહ સુખથી કરી શકે એવી બધી ગોઠવણ કરશ."

પોતાની માતાના અંતીમ સદ્વારાથી તેને કાંઇ રાહત મળી. તેણે શાંત ચહેરે તેણી ભણી જોયું.

"લીઓાં, એ છોકરીનો બાપ છેની?"

"હા. પણ તે કંઇજ કરશે નહી. તે માહરી સાથ પરણી તેની વીરૂદ્ધ તે સખ્ત હતો."

"કાંય? સામું તેને તો પોતાને માન મળેલું સમજવું જોઇતું હતું."

"અગર તે ઉમરાવ બી હતે ને હું એક કમીનો મુફલેસ હતે તો તે ઘટનામાં તે જેટલો નારાજ હતે તેટલો બલકે તેથી બી અધીક તે એ બાબતમાં નારાજ હતો. અમારા લગ્ન પછી એક વાર પણ તે તેણીને મળ્યો કે વાત વટીક કરી નથી. તેણે તેણીને ઓવારનીવાર કરી છે અને

આશીરવાદના બદલ "માબાપોને નાફરમાન થનારાઓ ઉપર ઉતરતા ગઝબ ખુર શ્રાપો એ કમબખ્ત ઉપર ઉતરો અને તેઓ તેણીને જીંદગી સુધી જળાવતા સતાવતા રહો !"ના ભંયકર શ્રાપ આપ્યા છે."

"શું ખરેખર ?" માડામ પણ તે સમજી વિચારમાં પડી. "ગરીબ બાપડી !" તે દયા બતાવતા શબ્દો કુદરતીજ તે તુમાખી ઓરતના મુખ-માથી સરી પડયા.

"લીઓ, તેં જોયું, તે શ્રાપ ફળી ચુકયા છે. તેણીને સતાવતા થઇ ચુકયા છે. તેણી પોતાના પિતાની ઉપરવારી થઇ, તેની સખ્ત મના છતાં અને મરજી વિરૂધ પરણી એ ખોટુંજ હતું. ખરા દિલથી ઇચ્છેલા શ્રાપો અવસ્ય ફળે છે તેનું આ એક પ્રત્યક્ષ ઉદાહરણ છે."

"કહો મમા, ત્યારે હવે માહરા જેવો કમીનો હીચકારો બીજો કોણ હશે કે જેણે તેને એવા બાપથી—એવા ઘરથી વીખુટી કર્યા બાદ આવી રીતે કુર્તાથી તરછોડી કાઢી હોય. હું આ ભુમી ઉપર આવ્યોજ ન હતે તો બહેતર થતે. અત્રેની લાલચો મને હવે મુકત કરી શકતી નથી એ શોચનીય છે. મમા, હું એલન વોટર ઉપરજ જીવી ત્યાંજ મૃત્યુવશ થયો હતે તો ઠીક થતે !"

"દીકરા, હવે મનને શાંતી આપ, ધોળાયલાં દુધ ઉપર વિલાપ શા ખપનો ? જે થવાનુંજ હતું તે થયું. તું શાંત થા. હું તેણી સાથ આ જાણ્યા પછી વધતીજ માયાળુ થવશ તે નક્કી જાણ. હું આવતે અઠવાડયે જાઉં છું, અને તે છોકરીને સુખમાં ઠર પડેલી જોયા ને જાણ્યા પછીજ હું અત્રે પાછી ફરશ."

## પ્રકરણ ૩૭.

વાંચનારાં સજ્જનો, આપણે લાંબા સમયથી ભાગ્યહીણી લીઆને વિસારી બેઠા છીયે. તેણીને બેવફા નિવડેલા લીઓની કર્મ કથાના સફાઓ ઉપર સફાઓ વાંચી આવ્યા; તે જવાન પોતાની મરજી ઉપરાંત લોભ અને નબલાઇને વશ થઇ તેણીને કેમ વિસારી બેઠો તેનું વર્ણન સ્વિસ્તાર વાંચતાં

લીઓને ઝાઝી યાદ કરવાની તક ન મળી, પણ હવે આ અંતની નજદીક આવતી વાર્તાના છેવટમાં એ રૂપસુંદર અંગ્રેજ મકીના બહુ દીલપીગલાવનારો ભાગ ભજવનાર હોવાથી તેની મુલાકાતે આપણને ઇંગ્લાંડ તરફ જવુંજ જોઇએ.

આપણે એ જાણીએ છીએ કે તેણી તમામ એકલી હતી. તે લીઓનો આવવાની ટગરમાં શોકાતુર દિવસો પસાર કરતી હતી; તેણીનામાં ગઝબ ફેરફાર તે થોડા મહીનાઓ દરમ્યાન થઇ ગયો હતો. તે સોહરાઇ સુકાઇ ગઇ હતી. તેણીની આંખો માંહેલી આનંદી રોશણી ગાયેબ થઇ ગઇ હતી. તે શોકગ્રસ્ત દીસતી હતી. દિવસે દિવસે તેણી વધતી દીલગીર, ઉદાશ ને બેચેન બનતી જતી હતી.

"વહેતાં પાણી ઉપર લીધેલા સોગંદ ઘણા બંધનકર્તા અને ગંભીર હોય છે," તે પ્યારા જવાનના ઉપલા શબ્દો હજી તેણીના કાનોમાં વાગતા હતા. પણ ખુદ તે કયાં હતો?

તેણી તે સમજીજ શકતી નહોતી. તે કાં એટલો લાંબો વખત ગેર-હાજર રહયો હતો તે માટે તે અજરત થતી હતી. તે કયાં હતો? તે શું કરતો હતો?

એ તો ચોકકસ હતું કે તે તેણીને વીસરી તો નજ ગયો હતો. તેની તરફથી ઉતાવળે લખાયલાં પત્રો અવારનવાર આવતાં હતાં. તેણીના ખર્ચ જોગા નાણા પણ તે મોકલતો હતો. દરેક કાગળમાં પોતાના ન આવવાના કંઇને કંઇ બહાણા તે બનાવતો હતો. શું તે તેણીને ઓછો ચાહતો થયો હતો તેથી એમ હતું? ઓ પાક ખુદા! જો તેમ હોય તો તેણી માટે મોતજ બહેતર હતું.

જો તે તેણીને અગાઉ મુઆફક ચાહતોજ હોય તો તે હજી તક આવતો કેમ ન હતો? તે તણીથી દુર રહીજ કેમ શકયો હતો? તે કે જે તેણીને એક મિનીટ વહીલી છોડતો ન હતો તે મહીનાઓ સુધી એમ વિયોગ પકડી રહે એ કેમ બને?

તેણીએ તેને ઘર આવવા કરગરીને ઘણી મરતબા લખ્યું હતું. પોતાને તેની પાસ બોલાવી લેવા પણ વિનવ્યું હતું, પણ ઉત્તર "ના"

માં આવતો હતો. તે ન આવતો હતો કે ન તેણીને પોતા પાસ બોલાવતો હતો. તેનો સબબ શું હતો?

તેણીની ધીરજની ઓટ હવે થઇ ગઇ હતી. તેણી દિન ઉગ્યે જાસ્તી દુઃખી ને ગમખાર બનતી હતી.

તેની ગેરહાજરીથી ગામમાં પ્રથમ થોડીક ચકચાર ચાલી હતી. લીનની સ્કુલનો વડો, તે ગામનો પાદરી, અને લીઓનાના થોડા શીખ્ખોએ તે વીશે પુછપરછો ચલાવી હતી; પણ પછી તેઓ આવતા જતા બંધ થયા હતા. અને કોઇને પુછવાની કે સલ્લાહ મેળવવાની તે બાપડીને સમજ કે પોંહચ ન હતી. તેણી મુળમાં તો તેની ગેરહાજરી માટે તેને કશોબી ઠપકો આપતીજ થઇ નહોતી. હશે; આજે આવશે, કાલે આવશે કરી દિવસો ઉપર દિવસો ગબડાવતી હતી.

એક દિવસે સાંજને છેડે તે ગમખાર વિચારોમાં મસ્ત બનેલી દુઃખી દિલે બેઠી હતી તેટલાં તેણીને નામનું એક કાગળ આવ્યું. તેણીએ તે લીધું અને લીઓનાના આવવાના શુભ સમાચાર આવ્યા હશે એવી ઉમીદથી તે ખોલ્યું. અંદર 'ટાઇમ્સ'નું એક કાપેલું કટીંગ હતું અને સાથે એક ચીઠી હતી, જે લીનની સ્કુલના પેલા વડા શીક્ષકે લખી હતી. તેણે તેમાં લખ્યું હતું કે તેમાં લીઓનાને લગતી અગત્યની ખબર હોવાથી તેણીની માહેતી અર્થે તેણે તે કટીંગ મોકલ્યું હતું.

એ શું ખબર હતી? તેણી ચકભ્રમ બની ગઇ. તેણીના લીઓનાની એવી તે શું ખબર 'ટાઇમ્સ' જેવા મહાભારત પત્રમાં આવી હતી. તેણીએ ઝડપથી તે કટીંગ ખોલ્યું અને અર્ધ અંધારામાં લીઓનાને લગતો તે એક ટુકડો શોધવા પડી. તેણી એટલી તો આકુળવ્યાકુળ બની ગઇ હતી કે તેણીનું ચિત અસ્વસ્થ થઇ ગયું હતું. તે છાપેલા અક્ષરો લીપાયલા જેવા લાગતા હતા.

"જેન, બત્તી સળગાવ, જલદી બત્તી સળગાવ. માહરા પ્રીતમની કંઇ ખબર છે. અંધારાંને લીધે તે હું વાંચી શકતી નથી."

જેને બત્તી વધારી અને પોતાની શેઠાણી આગળ આવી ઉભી.

લીમાંએ તે ટુકરો અંતે શોધી કાઢયો અને ધડકતા હ્રદયે વાંચ્યો. ફ્રાંસના શહેનશાહે ભલાઇ વાપરી સોલડાના કુટુંબનો પોતાની દરબારમાં

સ્વિકાર કર્યો હતો અને તેમની માલમીલકતો તેમને પાછી સપુર્દ કરવાની અનુપમ ઉદારતા બતાવી હતી તે વીશેની અંદર ખબર હતી. તેણી ઝડપથી તે વાંચી ગઇ અને વિચિત્ર લાગણીઓથી તેણીનું હૃદય ભરાઇ આવ્યું. તેણીએ પાછું તે વાંચ્યું અને તે દરેક શબ્દો શું કહેતા હતા તેનું તેણીને ભાન થયું. ત્યારે તે કટીંગ તેણીના હાથમાંથી સરી પડયું. તેણી સ્થિર બેસી રહી. કેટલો વાર તે તેમ બેસી રહી તેનું તેણીને ભાન પણ ન રહયું.

આ ત્યારે કારણ હતું કે જે માટે તે ફ્રાન્સમાં રોકાઇ રહયો હતો. આ સબબસર તેણીની પરવાહ ન કરી તે ત્યાં ઠસી રહયો હતો. આ કામને માટે તેણે તેણીને દુરની દૂર રાખી હતી. તેણીએ તો એમજ મનસે વમાસ્યું હતું કે તે ત્યાં કામકાજમાં રગડાઇ ચગડાઇ જતો હશે, તેણીને મળવા આવવા અતિ આતુર હશે પણ તે કામ મુકી આવી શકતો ન હશે; જ્યારે ખરેખર તો જુદુંજ હતું. તે પેપરમાં વાંચવા મુંજબ તો તે ત્યાં ઠાઠમાઠથી રહેતો હતો, દરબારમાં માનીતો થઇ પડયો હતો, સોસાયટીના ભુષણ તરીકે ગણાતો હતો; કે જ્યારે તેણી તેની યાદમાં લોહીનાજ આંસુઓ બેરવની શોકાતુર બેલન વેટર ઉપર વસ્તી હતી.

"ઓ ખુદા! માહરી ઉપર દયા કર!" તેણીના મુખમાંથી તે શબ્દો તે કટીંગ વાંચવા પછી પહેલાજ બહાર પડયા, "ઓ ખુદા! માહરી ઉપર દયા કર!"

તે કારણસર તે ત્યારે આવ્યો ન હતો. તેને કંઇ ખાસ કામ ત્યાં ન હતું, કોઇ રોકતું ન હતું, કોઇ રીતનો વાંધો ન હતો, પણ તેણે પોતાનો વારસો મેળવ્યો હતો; પોતાનું ઉમરાવપદ પુનઃ પ્રાપ્ત કર્યું હતું કે જે વીશે તે તેણીને કહેવા માગતો ન હતો.

તે બાબત તેણીથી તમામ છુપાવી હતી. કદાપી તે કદી તેથી તેણીને વાકેફ બી કરતે નહી. તેણી કદી જાણવા પામતે પણ નહી, જો પેલું ટાઇમ્સ માહેલું કટીંગ તેણીના જોવા વાંચવામાં ન આવ્યું હતે તો. અને તે વિચારોથી ઉત્પન્ન થયલું અગાધ દુઃખ તે ખમી શકે તે કરતાં વધુ હતું. તેણીએ એમ પણ વળી વિચાર કરી જોવાની તજવીજ કરી કે કાં નહી કોઇ ભલાજ ઇરાદાથી તેમ તેણે કર્યું હોય. તેણીની ઇન્તેજારી, તેણીની ચીંતા તે બાબતમાં વધી પડે બલ્કે તેણીની શારીરીક સ્થિતિ ઉપર

તેનું વિપરીત પરીણામ આવવાના ભયથી કરીને પણ કાં નહી તેણે તે વીશે ખામોશી પકડી હોય! પણ તે વિચાર તેણીને શાંતી દઇ શકયો નહી. તેમા તેણીને ધીરજ મળી નહી. બસ અંધકાર અને નીરાશીથીજ તેણીનું જીગર ભરાઇ ગયું.

"એ એટલો ઘાટકી બનીજ કેમ શકયો હશે?" તે મનથી પટપટી, "તે મને વિસરીજ કેમ જઇ શકયો હશે? શું હું કંઈ જુદી હતી, પારકી હતી. ઓ માહરા પ્રાણ, જો હું તવંગર હતે અને તમે ગરીબ હતે તો હું તો જરૂર ઉડતી તમારી પાસ આવતે. મને જો પૈસા મળતે તો તે તમારાજ પગ આગળ લાવી પહેલા મેલતે. હું એકલી તેમાં મજાહ ન માનતે. તમે મને કેટલા ચાહતા હતા તે શું તે તમારો પ્યાર હવે નથી રહયો? ઓ? એમ બનેજ કેમ? તેમ હોઇજ કેમ શકે? શું એક માણસ એટલા પૌઢ પ્યારથી ચાહયા પછી થોડાજ વખતમાં તે પ્યાર ભુલી જાય? અને નાથ, તમારો પ્યાર તો અચુકજ હતો, તેનો છેડોજ કયાં હતો. અરે! તમે મને ભુલીજ કેમ જઇ શકયા હશો? પણ એમ બી આ પત્રમાં લખ્યું છે કે તમે તમારા દેશના મોટા મોટયારાંઓમાં માનીતા થઇ પડયા છો. ફ્રાન્સની સુંદરતા અને ત્યાંની રૂપસુંદરીઓ વીશે મેં ઘણું સાંભળ્યું છે અને તેમાંની સર્વથી ઉત્તમ સાથ હવે તમો સમાગમમાં આવના રહેલા હોવાથી કદાપી મને તમે ભુલી બી ગયા હોવ. ઓ, લીઓઁ, માહરા પ્રાણ તેમ કરી તમે મને કેવી કંગાળ કરી મુકી છે તેનો તમને કંઇ ખ્યાલ છે ખરો કે?" અને અંતે તે બાપડી દુસકે દુસકે રડી. તેણીની ભરાઇ આવેલી છાતીને તેથી કંઇ ખુલાસો મળ્યો. રડી રડોને અંતે તે હાકી નીસોસ બેસી રહી. વિચારો અને વિચારોથી તેણી પાછી ચકભ્રમ બની. મોડી રાત થવા આવી ચુકી હતી પણ તે પોતાની જગ્યાએથી સરકતી કે વસરતી નહતી; એવે મોડે વખતે પણ તેણીના કોટેજના દરવાજા ઉપર એક ગાડી આવી થોભવાનો ખડખડાટ થયો તે પણ તેણીએ સમજ્યો નહી. થોડા વારમાં તે ગાડીમાંથી કોઇ ઉતરીને અંદર આવ્યું અને તેણીની મેડને ગાડીમાંથી સાગાન ઉતારવાની તાકીદ કરી. તે કોઇનો હુકમ કરતો દમામદાર સાદ સાંભળીને તે ચોંકી અને તે કોણ એમ એકાએક મોડી રાત્રે આવ્યું હતું તે જોવા ને જાણવા પોતાની બેઠક ઉપરથી ઉઠી બહાર જવા ગઇ તેટલાં તેજ ઓરડામાં એક ભપકાદાર વસ્ત્રમાં સજ્જ થયલી અને દમામદાર દેખા

મની એક બાઇ અંદર જોશબંધ ચાલી આવી. તેણી એક પળ તેણીને જોતી ચુપ ઉભી પછી બોલી, "હું તમને હરકત કરવા માટે દીલગીર છુ. હું સાંજેજ આવી પુગવાની આશા રાખતી હતી પણ તેમ ન બન્યું."

"તમે કોણ છેવ?" તેણીએ માંડ માંડ સમજી શકાય તેવા સ્વરે પુછ્યું. તે નવી આવનાર બાઇ ને સાંભળી હસી.

"હું માડાંમ લ કોંટેસ ડ સેલ્ડાના છું," તેણી દમામથી પોતાનું નામ આપતાં બોલી, "અને તમને ખાસ મળવા હું ફ્રાન્સ વેરથી અત્રે આવી છું."

## પ્રકરણ ૩૮.

થોડીક પળો સુધી તે બેઉ ઓરતો એકમેકને ટીકી ટીકીને જોતી ખામોશ ઉભી. પછી માડામ બોલી, "તમે મને અત્રે રૂબરૂમાં જોઇને અચરત થતાં હશો. મને બીહીક છ કે મેં તમને ચોંકાવ્યાં છે પણ માહરૂં કામ અતિ જરૂરી હોવાથી મનેજ જાતે આવવાની જરૂર વીશેષ હતી."

લીમા અર્ધી અચરતી, અર્ધી નીરાશીથી તે ઓરતને જોતી ઉભી હતી.

"માડામ ડ સોલડાના," તેણી બોલી, અને તુરતજ લીઓંના તેની માવીતર માટેના યાદગાર શબ્દો તેણીને યાદ આવ્યા.

"યુરોપ માહેલી સર્વથી ગરીબ પણ સર્વથી મગરૂર ઓરત." ગરીબ તો હવે નહીજ, પણ—હા, મગરૂર તો ખરીજ. તેણીના ચહેરા ઉપર નજર નાખતાંજ જણાઇ આવતું હતું કે ખાનદાની મગરૂરીથી તે ઉરપુર ભરેલો હતો.

તેની મા, લીઓંની મા, લીઓંની મા તેણીને અતિ જરૂરના કામે ખાસ મળવા આવી. ત્યારે, એ પવીત્ર પરવર, તે ખુદ પોતે કયાં હતો! તેની માતા શા સબબોસર ત્યાં આવી હતી, તે કેમ ન આવ્યો? શું કંઇ બુરૂં બનેલું હતું?

"તમે માહરા ધણીના માતાજી છેવ," લીમાએ ધીમે સ્વરે કહયું.

"હું કોંટ ડ સોલડાનાની મા છું," માડામે થરથરાવી નાખનારા સાદે તુરત કહયું.

"અને હું," લીમાએ ઝટ ઉમેર્યું, "હું તેની પરણેતર છું. મને હવે યાદ આવે છે કે તમારે વીશે અગાઉ તે માહરી આગળ બોલ્યો હતો. હું તેની ધણીઆણી છું, માડામ. પણ તે કયાં છે, તે કેમ આવ્યો નથી? તેના આવવાની રાહેરાહ જોતાં હું હવે કાયર થઇ ગઇ છું. તે અત્રે આવ્યો કેમ નથી?"

"માહરે તમને એ વીશે ઘણું ઘણું કહેવાનું છે." માડામે કહયું. "તે કહેવાજ સેંહેંકડો માઇલની રંજભરી મુસાફરી કષ્ટથી ખેંચી હું અત્રે આવી છું. મને થોડુંક રીફ્રેશમેન્ટ અપાવો, પછી હું તમને બધું કહું."

લીમાએ તુરત પોતાની મેડને બોલાવી માડામ માટે થોડુંક રીફ્રેશમેન્ટ તાકીદે મંગાવ્યું.

માડામે તે સાદાં પણ સ્વચ્છ ખાણાને પુરતો ઇનસાફ ધીરજથી આપ્યો. પછી અધીરી પડેલી લીમાએ કહયું, "માડામ, માહરા ખાવીંદ, લીઓં કયાં છે?"

"મોંશય લ કોંટ પારીસમાં છે," માડામે જવાબ દીધો.

"અને તેવણ અત્રે કેમ નથી આવ્યા?"

"તે કહેવાજ હું અહીં આવી છું." માડામે કહયું, "એ કામ નીરાશીભર્યું છે અને, તેથી, મેં વિચાર્યું કે હુંજ તે સારી રવેશે બજાવી શકીશ."

માડામ ખંચાઇ. તેણીએ ધાર્યું હતું તેવું તે માર્ગ સહેલું હવે તેણીને ન લાગ્યું. લીઓંએ કહયું હતું તેમ જાણે નાગી તરવાર રૂપે એકજ ફટકે તેને જખ્મેહ કરવા જેવીજ બીકત તે બાબત હતી. જો કે સ્વભાવે કે બાસ્યતે તેણી માયાળુ કે દયાવંતી તો હતીજ નહી છતાં તે કામ તેણીને બજાવવા ન ગમ્યું. પણ સોલડાનાના ખાનદાનની કીર્તીને ખાતર તે બજાવવાનું તો હતુંજ. તેણી ખુરશીમાંથી ઉભી થઇ અને તે ન્હાના રૂમમાં આંટા મારવા લાગી. કેમ તેણીને તે વાત કહેવી તેના ભારે વમાસણમાં તે પડી.

"તમે થાકી ગયલાં હેવ, માડામ" લીમાએ અંદેશાથી કહયું. "માડામ ડ સોલડાના, મને તમે લીઓં બાડેની કંઇ ખબર કહેશો. એ ઘણો

વખત થયો મને મળ્યો નથી. એ થોડાક દિવસોમાંજ પાછો આવશે એમ મને કહીને ગયો, અને લગભગ વર્ષ થઇ જવા આવવા છતાં તે પાછો પધાર્યો નથી. એના વિયોગના ગમ અને દુઃખથી હું હવે મરવા જેવી થઇ રહી છું. માહરૂ અંતર બહુ દુઃખથી ભેડાઇ ગયું છે. માહરી આંખો તેની રાહ જોતાં જોતાં ઢાકી ગઇ છે. મગર, તે કયાં છે?" તે હૃદયધાવક શબ્દોના શ્રવણે તેણીને જાસ્તી ધીમી કરી. તેણીએ તે બાળાની આંખોમાં થોડીક પળ જોયું. જાણે તેમાંથી તે જાણી લેવાની ઇચ્છા ધરાવતી હોય કે તેણી કેટલું ખમી શકવા તાકાતવાન હતી. તેણી જાસ્તીજ તે આંખોમાં જોયા પછી દગમગી. તે દળણું દળનારની દીકરીને વલગર ફીસમની, જાડી અને ગામડયન જેવી જોવાની તેણીએ આશા રાખી હતી, પણ ખરેખર તો લીઆ ઉંચેરીજ ફીસમની હતી. પ્રીન્સેસ હેલન પણ તેણીએ મનસે કબુલ્યું કે તેણી આગળ વધે એવી નહોતી. પણ સોલડા-નાની કીર્તિના રક્ષણ અર્થે તો તેણીનો કાંટો કાઢનોજ જરૂરી હતો. બીજો કોઇ ઇલાજ તે સિવાય નહોતો.

"માડામ, લીઓાં માટે મને કંઇ કહેશો? તે કેમ છે? તે સુખી છે કે? દિવસો ને રાતો મેં ઉંઘ વિનાની બેકરાર તેની જાલેમ જુદાઇના ગમમાં ગુજારી છે. મેં હરનીશ તેનો અને તેનોજ ખ્યાલ કર્યો છે."

માડામે વિચાર્યું હતું કે તે દુઃખદ સમાચાર કહી દેવાનો સમય આવ્યો હતો. તે શબ્દો રૂપી તલવારનો ઘાહ કરી તેણીનું હૃદય ચીરી મેળવાનો મૌકો આજ હતો.

પણ તેણી થોભી. તે કાકલુદી કરતો ચહેરો નીરખી ખંચાઇ.

"મને લીઓાંના કંઇ સમાચાર આપો? તે તંદરોસ્ત અને સુખી તો છેની?"

અંતે માડામે હીમત એકઠી કરી, "લીઓાં માટેજ કહેવા હું આવી છું. હું તમારે માટે બુરા સમાચાર લઇ આવી છું. હું તે માટે દીલગીર છું, અતિ ઘણી દીલગીર. પણ માહરે માહરી ફરજ બજાવવીજ જોઇએ."

તે શબ્દો સાંભળી લીઆ મોત જેવી ફીકકી મારી ગઇ.

"હું તમને કહેવા આવી છું કે તમારાં માહરા દીકરા સાથ અત્રે થયલાં લગ્ન ગેરકાયદેસરના અને નારવા છે. તે ફીયાની ફરીજ ફીમત

નથી. અત્રે ઈંગ્લાંડમાં કાયદાની છુટને લીધે કદાપી તમે તેના મોહરદાર બનાનાં હશો, પણ ફ્રાન્સમાં, ફ્રાન્સના કાયદાની નજરે તમે તેના મોહરદાર નંજીજ." તે શબ્દો અંતે બોલાયા. તે ઘાટકી શબ્દો તલવારના ફટકા કરતાં પણ જાસ્તીજ વેદના સાથ તેણીએ સાંભળ્યા, તે ચકીત થઇ ગઇ. માડામના બોલવાનો પુરો ભાવાર્થ તેણી તુરતા તુરત સમજી શકી નહીં.

## પ્રકરણ ૩૯.

"હું સમજી નહીં," લીના ધીમે દબાયલે સાદે બોલી, "હું લીઓંની મોહરદાર છું. અમારા લગ્ન હેસલીંગડેલ ખાતે થયાં હતાં અને લીઓંએ મને ખાતરી આપી હતી કે તે તમામ કાયદાપુર્વક હતાં. લીઓંએ તે માટે ઘણી તકલીફ ઉથાવી હતી. માડામ, તમે ભુલ કરો છો. અમારાં લગ્ન તમામ કાયદાસરના છે."

"અંગ્રેજી કાયદાની નજરે જોતાં તે ન્યાયી છે." માડામે શાંતીથી સમજાવ્યું, "પણ ફ્રાન્સના કાયદાની રૂએ નહીં. હું તમને તે થોડાજ શબ્દોમા સમજાવી શકશ. અમારા ખુબસુરત દેશના કાયદા મુજબ બચ્ચાંઓ પોતાની મરજીથી પરણી શકતાં નથી, સિવાય કે તેઓ ઉમરમા આવ્યા હોય. ઉમરમાં ન આવેલાંઓને તેઓના માબાપની પરવાનગી વગર કોઇ પરણાવતું નથી. અને જો તેઓ-બચ્ચાંઓ-માબાપથી ઉપરવારાં થઇ-નાફરમાન બની તેઓને પરણે છે તો માબાપોને તે લગ્ન રદ કરાવવાની સતા છે. માહરા દીકરા લીઓંએ પણ એમજ કર્યું છે. તે હજી ઉમરમાં આવ્યો નથી. તે માહરી મરજી કે રજા લીધા પૂછ્યા વિના પરણેલો છે એટલે તે લગ્ન રદ જેવાંજ છે, તેમજ ફ્રાન્સના કાયદાની ચોખ્ખાં વિરૂધ્ધ છે."

તે સખ્ત શબ્દો સાંમળતાં તે મોત જેવી ફીકકી પડી. ભયથી તેણીની છાતી ઉડી ઉડી જતી હતી. તે તો પરણેલી હતી. ત્યારે આ ઓરત ચાલી ચલાવીને ફ્રાન્સ વેરથી આવી તેને શું સમજાવતી હતી? શું તે

બનવાકાળ હતું ? 'ખુદાએ જોડી આપેલાંઓને કોઇ પણ વીખુટાં પાડી શકે નહીં' એવું તેણીના પેગમ્બરનું પવિત્ર ફરમાન હતું. અને બેશક તેણી લીઓં સાથ ખલકત અને ખુદાની નજરમાં તો પરણેલી હતી.

"તે કાયદો ? કોઇ કાયદો તેમ કરી શકે એમ નથી !" તેણી બોલી, "હું લીઓંને પરણેલી છું. અને ફ્રાન્સનો, ઇંગલાંડનો કે કોઇ પણ દેશનો ગમે તેવો કાયદો ખુદ ખુદાના પવિત્ર કાયદાને બાજુએ મેલી શકે એમ નથી."

"અમારા દેશના કાયદાથી ખીલાફ તમો લોકનાં લગ્ન થયલાં છે. અને તેથી કાયદાની નજરે તે લગ્ન નથી."

"પણ ખુદાની નજરમાં તો તે લગ્ન પવિત્ર અને બંધનકર્તા છે." તેણી બોલી.

"ફ્રાંન્સ કંઇ ખુદા નથી." માડામે કહયું, "કે ખુદા કંઇ ફ્રાંન્સ નથી. અને માહરો બેટો ફ્રેન્ચ પ્રજા હોવાથી અને ફ્રાન્સમાં રહેનાર હોવાથી તે દેશના કાયદા મુજબ તેના લગન નારવા ને બેકાર છે."

"પણ માડામ, હું તેની પરણેતર છું." તેણી પાછું પોકારી, "તેણે મને સારી આલમમાંથી પસંદ કરી છે. તેણે મને ચાહી, મને સમજાવી, મને જીતી. માહરા પપા ડીયર તો વિરૂદ્ધ હતા. તેવણ હું એક ફ્રેન્ચમેન સાથ પરણું તે જોવા રાજી ન હતા અને માડામ, મને લીઓંએ ખુબ સમજાવીને નહસાડી, માહરા માબાપથી વિખુટી પાડી મને તે પરણ્યો. અને હવે તમે કહો છો કે તે કંઇ લગ્ન ન ગણાય. તે લગનજ હતાં તેમ કરવાજ તેની ઇચ્છા હતી. ખુદ ખુદાએ તે જોયાં હતાં. ઓ લીઓં," તેણીની છાતી ભરાઇ આવી; "લીઓં, તુંજ કાય નહીં અત્રે મને સહાય દેવા આવતો ? માડામ, માહરા ધણીને આવવા દીઓ, તે એ વીશે તમને ખાતરી કરી આપશે." પછી એકાએક કંઇ વિચાર આવતાં તેણીએ પુછયું, "લીઓં જાણે છે કે તમે મને આ કહેવા અહીં આવ્યાં છો ?"

"હા."

અને તે શબ્દ સમજી તેણીના દુઃખની ગોયા હદજ રહી નહીં.

"તે જાણે છે!" તે બબડી. "તે જાણે છે છતાં તમારી સાથ તે ન આવ્યો? તમને એમ ન કહ્યું કે કાયદો કે ન કાયદો પણ અમે તો પરણેલાંજ છઇએ."

"તે તેમ કરી શકે એમ નથી," માડામે ઝટ કહ્યું, "કેમકે તે જાણે છે કે જે થયું છે તે ગેરવ્યાજબી અને ખોટું છે. કાયદો તમારાં લગ્નની આડે આવે છે, અને કાયદાને માન તો મળવુંજ જોઇએ."

"માડામ, મને તો લાગે છે, મને માફ કરજો, હું તમને અપમાન કરવા માંગતી નથી પણ મને એમ ખ્યાલ આવે છે કે એવો કાયદો હસ્તીમાજ ન હશે. તે તમારા દેશને કલંક સમાનજ, જો હોય તો, કહેવાય."

"તમારી નજરે તેમ ગણાય," માડામે ઠંડાઇથી કહ્યું, "પણ અમારી નજરે તો નથીજ. ફ્રાન્સનો લગ્નને લગતો કાયદો એવોજ છે. તને અહીં માહરા દીકરાના ધણીઆણી છો, ફ્રાંન્સમાં નહીં."

"એ બનવાજોગજ નથી," લીમાં પોકારી.

"એ તમામ સાચું છે," માડામે ભાર મેલી કહ્યું.

"એ કાયદો માહરી કાંની બીજાંઓની આડે કદી આવ્યો છે?"

"હા, ઘણાંઓની. અવારનવાર અમારા દેશમાં એમ બને છે. છેલ્લા ત્રણ મહીનામાજ એવા બે લગ્નોને ન્યાયની અદાલતે ગેરકાયદેસરના જાહેર કર્યાં છે."

"શું ત્યારે કંઇજ આશા, કંઇજ ઇલાજ એવી ફસેલી છોકરીઓ માટે નથી?" લીમાએ દયાની ઢપે પુછ્યું.

"માત્ર એકજ ઉપાય છે," માડામે કહ્યું, "એવાં લગ્નને બી જો માબાપો મંજુર કરે તો પછી કંઇ વાંધો નથી. ફ્રાંસમાં ફરીથી ક્રીયા કરી લઇને તે લગ્ન પાકાં કરી શકાય એમ છે. પછી તે કાયદેસરના છે. પણ ત્યાં વેર તો નહીંજ."

છેલ્લું સાંભળી લીમાના અંતઃકરણમાંથી આશાનો એક નિસાસો નીકળ્યો.

"ઓ, માડામ," તેણી બોલી, "તમે મને કાંય નહીં એ પ્રથમથીજ કહ્યું. હું કેટલી બીહીધી. ગોવા માહરૂં અંતઃકરણ તે બીહીકથી કામ કરતું

મારું અટકી ગયું હતું. તમે અમને મદદ કરશો. તમે રજા આપશોજ. હું એ કાયદા વીશે જાણુતી ન હતી અને લીઑ બી તે વેળા જાણુતોજ ન હશે. લીઑની આંતરીક ઇચ્છા મને પોતાની ખરી પરણેતર બનાવવાનીજ હતી. તે મને અતિશે ચાહતો હતો. તમે રજા આપશો તો બધાં સારાં વાના થશે."

"છોકરી, તું ભુલે છે." માડામે કહયું, "એ ખરૂં છે કે એ એક એકલો ઇલાજ છે. પણુ તે ઇલાજ હું કદી કદી બી અજમાવવાની નથી. માહરી રજા કદી તે માટે મળનાર નથી. અને માહરી રજા વિના તમે તેના મોહરદાર કદી ગણાવાના નથી"

લીમાં તે સમજી તેણી આગળ રડતી ચશમે ગુંઠણુમંડીએ પડી. તે કાકલુદી કરતો દયામણો ચહેરો માડામ લ કોંટેસ પોતાની જીંદગીભરમાં પાછળથી કદી કદી ભુલી ન હતી.

"માહરી સોડમાંથી લીઑને ના છીનવી લીઓ." તેણીએ આજીજી કરી, 'ઓ, માડામ, દયા કરો, દયા કરો. હું તેને જાનો જીગરથી ચાહું છું. તે માહરો છે. માહરાથી તેને વિખુટો ના કરો, હું તેને છોડી શકનાર નથી. હું તેને ચાહું છું, તે મને ચાહે છે. આજે મહીનાઓ થયાંની હું તેની પરણેતર છું. માહરો તમામ આત્મા તેનામાંજ ભરી મુકયો છે. તેના વગરનું માહરૂં જીવતરજ ફોકટ છે માટે દયા કરો, માડામ, દયા કરો. મને તેનાથી છુટી ના કરો."

"હું દીલગીર છું. પણુ તેમ થવુંજ જોઇએ છે."

"તેમ કરવાની જરૂર નથી. તમે તેમ કરશો નહીં. તમે તેટલાં ઘાટકી બની શકશોજ નહીં."

"સોલડાનાના અમીરી ખાનદાનની કીર્તિ જાળવવા માહરે ઘાટકી બનવુંજ પડશે."

"માડામ, તમે તેમ કરી તે કુટુંબની કીર્તિને સદાનો કલંક લગાડશો. હું હવે સમજી કે માહરો ધણી ઉમરમાં ન હોવાથી તેના ઉપર તમને સઘળી સતા છે. તમારી ઇચ્છા તેના કરતાં બળવાન છે, તો દયા કરો. મને માહરા ધણીથી છુટી ના કરો."

તેણીનો ચહેરો દુઃખથી કરૂજતો હતો, છતાં તેણીના મનમાં અજબ જુસ્સો ભરેલો હતો. તેણીએ માડામનો હીરાઓની વીંટીઓથી ભરેલો હાથ પોતાના હાથમાં લીધો પણ તેણીએ તુરત તે ઠંડાઇથી છોડવી લીધો.

"એ લગ્નજ મને નાપસંદ છે." માડામે કહયું, "માહરા દીકરાને હમણાજ તેનો વારસો ને ઉમરાવપદ મળ્યું છે. તે વિશે તેણે તમો ઉપર લખ્યું છે કે?"

"નહીં, મને તે વીશે કશીજ વાત તેમણે જણાવી નથી." લીમાએ દીલગીરીથી કહયું.

"તેણે હમણાજ પોતાની માતૃભૂમી માહેલી મીલીકતોનો કબજો લીધો છે. તેનું પુરાણું માનવંત ઉમરાવપદ પણ તેને મળ્યું છે. એટલે હવે તેણે પોતાનાજ સરકલમાં પરણવું જોઇએ. પોતાના જેવીજ ઉમરાવ ખાનદાનની અને પૈસે પૂર પરણેતર મેળવવી જોઇએ. ઇંગ્લાંડની એક નીચી પંકતીની છોકરી સાથના તેના લગન તેનું માન ફ્રાંન્સની ઉંચી સોસાયટીમાં દીપાવી શકે એમ નથી."

"પણ માડામ," લીમાંએ આજીજીથી કહયું, "તે મને કદી તજી દેનાર નથી. તેણે મને તે વાસ્તે ખાતરી આપી છે. તે મને જ્યાર ત્યાર કહેતો હતો કે 'સોલડાનાના કોઇપણ નબીરા કરતાં હું જાસ્તી સુખી છું. અને વળી નસીબવંત બી. જો કે હું માહરા પૂજ્ય બાગાનોની માફક ખેતાબનો માલીક નથી કે તેઓની બાદશાહી મિલ્કતો મેં નઝરે જોઇ વટીક નથી, છતાં તું વહાલી મહાબુબના સ્વર્ગના પ્યારમાં હું અથાહદ સુખી ને સંતોષી છું.' માડામ, તે મને જ્યાર ત્યાર આમ કહેતો હતો. ઓ? તે અતિ ઘણો ભલો, માયાળુ ને નેક છે. તે કદી પણ આવા ઘાટકી ને અકુદરતી કાયદાને શરણ થશેજ નહીં."

"એ બધું ખરૂં છે. માહરો દિકરો એક વચની અને ઇમાનદાર છે. પણ આ ઘટનામાં તો તેના પુરાણા ખાનદાનની કીર્તિ તેનો ભોગ માગે છે,"

"પણ તે કદી પોતાના વચનનો ભોગ આપશે નહી; માડામ," લીમાએ અતિઘણી અધીરાઇથી કહયું. "તે જાણે છે કે અમો બેઉ પરણ્યા છીએ. તે જાણે છે કે ખુદાને દ્વાર અમો ધણી ધણીઆણી તરીકે હમેશાગીને માટે

નોંધાઇ ચુકયાં છીએ. તે જાણે છે કે મોત સિવાય કોઇ પણ બીજું અમોને છુટાં કરી શકે એમ નથી."

"તમને છુટાં કરી શકે એવું એક જણ છે!" માડામે કહયું.

"કોણ?"

"હું" તેણીએ ઠરાવથી કહયું, "હું કરી શકું એમ છે."

"તેમ કરવા કરતાં જો તમે મને જાનથીજ બેજાન કરો તો તે બહેતર છે. ઓ માડામ, લાઑંથી છુટી કરવા કરતાં મને દુન્યાથી છુટી કરો તો હું કંઇ બોલીશ નહી."

"તમારે એ ખ્યાલજ પડતો મેલવો જોઇશે. લીઑં પોતે પણ તમારી સાથના લગ્નની ભુલ હવે કબુલે છે. તે જોઇ ચુકો છે કે તે તમામ ન છાજતાં છે."

"લીઑં એમ કહે છે! લીઑં એમ માને છે!! લીઑં એમ બોલે છે!!! હું કંઇબી ચીઝ માનશ પણ લીઑં માટે એ તો માનનારજ નથી. તમારી બાતેનની ઇચ્છા અને મતલબ હું સમજી શકું છું પણ લીઑં મને તજી દેવાનો ખ્યાલ રાખતો હોય એ હું કદી કદી માનનાર નથી."

"લીઑં દરેક ઘટતું કરવા ઇન્તેજાર છે. પણ તેના કુટુંબની કીર્તિ અને તેના ભવિષ્યની મોટી આશા તેને કદી તમારી આગળ પાછો લાવનાર નથી. તમારે ભલાઇ વાપરી તેને છુટો કરવો જોઇએ."

"હું છુટો કરૂં? નહી, કદી નહી. એ બનેજ નહી. તે માહરો હતો, માહરો છે ને જાવેદાન સુધી માહરો, માહરો ને માહરોજ રહેશે."

"સારે નસીબે તમારી ઇચ્છા કરતાં એક બળવાન શકિત હસ્તી ધરાવે છે," માડામે ટણુંકો કરી કહ્યું, "અને તેની પ્રબળ ઇચ્છાને તમારે નમવુંજ પડશે."



# પ્રકરણ ૪૦.

કલાકો સુધી તે બે વચ્ચે તેજ વિષય ઉપર ઉલટસુલટ તકરારો ચાલુ રહી. માડામ ડ સોલ્રડનાએ પોતાના કુટુંબની કીર્તિને ખાતર લીમાંનો ભોગ લેવાનો પોતાનો દૃઢ નિશ્ચય પાકો ને પાકો તેણીને કારણો સહીત કહી સમજાવ્યો. લીમા ખુદ પોતે તે સબબોનું થોડું ઘણું વાસ્તવીકપણું સ્વિકારતી હતી. પણ તેણી એમ તો પોતાના મનને મનાવી શકતી ન હતી કે લીઓંએજ આ કામ કરવા પોતાની માવીતરને ખાસ મોકલી હતી. તે તેણીને એટલો ચાહતો હતો કે તે તણીને તજીજ કેમ શકે? તેણી નીરાશ અને ચીરાયલે જીગરે બેઠી હતી અને માડામ સોલ્રડાનાના ખાનદાનની કીર્તિના બાંકાં ફુકયાંજ જતાં હતાં.

લીમાએ આસુંઓથી તર થઈ ગયલી ગમખ્વાર ચશમો તેણી ભણી ઉચકી.

"માડામ, મને પૈસા જોઇતા નથી. મને લીઓંજ જોઇએ છે."

"અને લીઓં કદી તમને મળનાર નથી." માડામે કડકાઇથી કહ્યું. "અંગ્રેજો પોતાને બહાદુર અને ઉદાર કહેવડાવે છે, તો તેમ હોવાનું પ્રત્યક્ષ કારણ મને તમે આપો. બહાદુર બનો અને સ્વભોગ આપી છુટો. તેને ઉદાર અને છુટા દિલે છોડી દેવો. ન તેથી, ખુશીજ થશે. એક સાચી મહીલાની એ ફરજ છે."

"સાચી મહીલા! ઓ, માડામ નહી કઇ મહીલા પોતાના પ્રાણપ્રિય પતિને એવા એક કફોડાં બાહાણાને સબબે મુકી બેસશે; એવા એક ગેરઇન્સાફી કાયદાને સબબે છોડી દેશે. એક સાચીજ મહીલા તરીકે તો હું માહરા ભરથારને ચીવટાઇથી વળગીજ રહીશ. તેનામાં સંપૂર્ણ વિશ્વાસ રાખીશ. તેના વચનોમાં અને શબ્દોમાં મરણની ઘડી તુલીક શ્રદ્ધા ધરાવીશ."

"પણ, તેથી કાંઇ તમે કાયદો ફેરવી શકનાર નથી." માડામે ગરમ થઇ કહયું. તે પોતાના સાદને કડક બનાવવા માંગતી હતી, પણ પોતાના બેટા તરફના તેણીના અસીમ વહાલને લઇને તે મોમ બની જતી હતી.

"બેશક, તેથી, હું કાયદો ફેરવી શકું એમ તો નથીજ. પણ માહરા પ્રાણપતિને તેમજ ખુદ પાક ખુદાને કે જેના પવિત્ર નજર અને છાયા હેઠળ એ બધાં વચનોની આપલે થઇ છે તેને હું રાજી કરી શકું એમ છે."

"શું તમે એમ માનો છો કે માહરો દીકરો ફ્રાન્સ માંહેલી પોતાની જબરદસ્ત દોલત અને જાહોજલાલી છોડી અહીં આવી તમારી સાથ વસવા ચાહશે ?"

"હા, હું એમ માનું છુ. એ માહરે ખાતર સઘળુ તજી દેશે કે જેમ સઘળુ તેને ખાતર છોડી દેવા હું તઇયાર છું. હું એમ માનું છું કારણ તેણેજ પોતે તે માટે મેં તમને હમણાજ કહયું તેમ કહયુ છ. તમે મને ઉલટું કહો છો તે હું માનતી નથી, માનીશ પણ નહી. સિવાય કે તે ખુદ પોતે આવીને મને તેમ કહે."

માડામની ખાતરી થઇ કે તે છોકરી પણ મકકમ વિચાર ને ઠરાવની હતી. મરના તુલીક તે બાબતમાં ફરે એવી ન હતી.

"જો લીઓં પોતે આવીને મને એમ કહે કે તે મને છોડી દેવ આતુર છે, તે માહરી સાથના લગ્ન માટે પસ્તાય છે તો હું મરવા, કેમકે તેને શરણ થવું એ માહરે મનસે મોતજ છે, તઇયાર છું."

"માહરા દીકરાથી એ નાપસંદ કામ ન થાય કરીને તો હું અત્રે આવી છું."

"કારણ શું કે હું દુઃખ ખમું ને તેમાંથી તે બાકાત રહે ? તેનો સબબ ? એ વાજબીજ નથી, માહરી ઉપરજ કાં બધું દુઃખ ઢોળવવામાં આવે છે ?"

"હું તેમ માગતી નથી. માહરો દીકરો બી એ માટે અતિ દુઃખી છે. તેનું દુઃખ થોડું ઘણું નીવારવાનાજ હેતુથી હું આવી છું. તેને મળવાથી તમને કશો બી ફાયદો નથી."

"હું તેનાજ મુખથી તે સમજવા માગું છું" લીગાએ જીદ કરી. હવે માડામની ધીરજની ઓટ થવા લાગી.

"હું તમને ચેતવણી આપું છું કે એવું કંઇ ન કરશો જેથી માહરા દીકરાને કશી વાતની હાની આવે. હુ કહું છું તે બધું ચોકસ છે. તેણે પોતાનો વિચાર મકકમ કરી મેલી, ભવીષ્યની બધી ગોઠવણ કરી નાખી છે. તમને તમારાં ગુજરાનનું સાધન નકકી કરી આપ્યા પછી માહરો દીકરો પરણવાનો છે. તમારી બધી આજીજીઓ ફોકટ જશે. તે તમે એટ-

લાથીજ સમજી જાવો કે તેણે પોતાની નવી પરણેતરની પસંદગી પણ કરી નાંખી છે; અને માહરા પેરીસમાં પાછા ફરવા બાદ ટુંકમાંજ લગ્ન થનાર છે.'

તે ધાટકી શબ્દોએ લીમામા ગજબ ફેરફાર કરી મેલ્યો. તેણીનો ચહેરો તમામ ઉતરી ગયો.

"હું માનતી નથી. તે એમ કરી શકેજ નહી. તે મારો પ્યાર છે, યાર છે, ધણી છે, તે મને ઠગશે કે બેવફા નીવડશે નહી, હું જીવતી હોવા છતાં કદી કોઈને પરણુશે નહી. તમે કહો છો તે હું મુતલગ માનતી નથી."

"હું કહું છું તે તમામ ખરૂં છે," માડામે ફરીથી કહયું, "માડરો બેદો, કોંટ ડ સોલડાના ફ્રાન્સની સર્વથી ખુબસુરત તેમજ તવંગર રૂપસુંદરી માડમોઝલ ડ સયશનને પરણનાર છે."

"તમો કહો છો તે–તે ફ્રેન્ચ બાઇ ખુબસુરત છે?"

"હા, ઘણીજ ખુબસુરત."

"અને વળી તવંગર?" તેણીએ ધ્રૂજતે સાદે કહયું.

"હા. બીસ્યાર તવંગર."

"ખુબસુરત અને વળી તવંગર." લીમા બબડી, "માડામ મને કહો, ખુદાને હાઝર નાઝર જાણી મને ખરૂંજ કહો કે શું લીઓં–માહરો ધણી તેણીને ચાહે છે."

"હું એમ માનું છું કે તે તમામ જીગરથી તેણી ઉપર કુરબાન છે," માડામે ભાર મુકીને કહયું.

એક ધ્રૂજરી તેણીના આખા અંગમાંથી પસાર થઇ ગઇ.

"જો એ ખરૂંજ હોય તો તે મને જલદીજ વિસરી ગયો છે." તેણી બોલી, "જો કે એ મને પોતાને પોતાની જીંદગીના સુખના સુર્ય તરીકે ગણતો હતો તે સમયને હજી ઝાઝો વિલંબ થયો નથી. માહરે ખાતર તમામ ફ્રાંન્સની દોલતને ઠોકરે ઉરાડવા આતુર હતો તે વેળાને ઘણો વકત વિટયો નથી. પણ હું હજી એ માનતી નથી, માનવાની નથી. સિવાય કે તે પોતે મને તેમ કહે."

માડામ હવે ખુરશી ઉપરથી ઉઠી ઉભી થઇ.

"હું કંટાળી ગઇ," તેણી બોલી, "મને આશાયશની જરૂર છે. મને સુવાની ગોઠવણ કરી આપશો. આપણે આવતી કાલે વધુ વાતો કરીશું. આવતી કાલે આપણે બધી ગોઠવણ કરીશું. હું તમારે માટે બધુ ઠીક કરી જાઇશ. તમને કશી રીતની ચીંતા ન કરવી પડે એવી ગોથવણ હું કરીશ."

"તમે બરાબર સમજ્યા કે, માડામ," લીમાએ પાછું ને પાછું કહયું. "મારો વર પોતે ન કહેશે ત્યાં તુલીક હું એ વાત કદી સાચ્ચી માનનાર નથી."

"એક ચીજ તો તમામ ચોકકસ છે," માડામે અવાચી ખાતાં કહયું. "કે તે અત્રે કદી પાછો આવનાર નથી. તમે પછી ગમે તે મનમાં માનીને મલકાયા કરો. ગુડ–નાઇટ."

માડામ લીમાને ત્યાંજ છોડી તેણી માટે તૈયાર કરેલા રૂમમાં ચાલતી થઇ. તેણી નીરાંતે ઉંઘાઇ ગઇ. પોતાના ધારેલાં કાર્યમાં લગભગ ફતેહ પામી ચુકી હતી એવી તેણીને ખાતરી હોવાથી તેણી નીરાંતે ઉંઘાઇ ગઇ.

પણ બીજા રૂમમાં ભગ્ન હૃદયે અને ચકભ્રમ ચિતે લીમા બેઠી હતી. તે બીલકુલ બનવા કે માનવાજોગ ન હતું? કોઇ પણ તે સિવાય તેણીને કહે તો તે જીનહાર માનેજ નહી એવી તે બાબત હતી અને જો તે પણ પોતે તેણીને તેમ કહે તો–પણ તેમ અને તેમ કયાં હતું. કોઇ પણ બીજી જીવતી બાઇ તેની અને લીઓની વચ્ચે આવીજ કેમ શકે? ગમે તેટલી ખુબસુરત કે તવંગર છતાં એમ વચ્ચે આવવાની તેણીની મકદુરજ શું? તેણી પોતે લીઓં પાસ જવા તઇયાર થઇ. માડામને સુતેલીજ છોડી તે સિધ્ધી તેની આગળ જવા નીકળી. કોઇને પણ એક શબ્દ પણ કહયા વીના તેણી તેને મળવા ને સચ્ચાઇ જાણવા નીકળી.

કેમ જવું તેનો તો તે બાપડીને ખ્યાલ પણ ન હતો. પણ તે વીચાર વટીક તેણીને તે પળે આવ્યો નહી. તેણીએ પોતાનો ઓવરકોટ અને ટોપી ધીમેથી પહેરી લીધી, અને એલન વોટરને કીનારે ફરવા જતી હોય તેમ ધીમે કદમે તે ઘરમાંથી બહાર પડી. જો કોઇ તેણીને તેણીની તે ચકભ્રમ હાલતમાં વટીક મલ્યું હતે અને તેણી કયાં જતી હતી તે વીશે પુછયું હતે તો તેણીએ ધીમેથી અને ચોકકસ જવાબ દીધો હતે કે, "લીઓંને મળવા–ફ્રાન્સ!"

# પ્રકરણ ૪૧.

મીસીસ ડરવન્ટ આજે આખા દિવસની ઘણી બેચેન અને અશાંત હતી. તેણીનું હૃદય કંઇ છુપા ગભરાત ને ભયનું માર્યું ઉડઉડ થતું હતું. તેણીને અટવટ ને ચટપટ થયાજ કરતી હતી. તેણીનાં મનમાંથી ભય ટાળી દેવા ને આનંદી બનવા જોન ડરવન્ટે ઘણું બી કહયું, સમજાવ્યું પણ તેણીનું ભયભીત થયલું મન શાંત થઇ શકયું નહીં. તે સારો દિવસ ને તે પછીની રાત પણ એવીજ મનમગજની છુપી બેકરારીમાંજ ગુજરી. તે બીછાના ઉપરથી ઉઠી ઉઠીને બારી નજદીક જતી ને બાહર અંધારામાં ડોકાવતી. ફુંકતો પવન ગોયા તેણીને કંઇ દુઃખના સમાચાર સુનાવતો જણાતો.

"ઓ પરવરદિગાર! માહરા મનને શાંતિ બક્ષ, મને કરારે સુવા દે!" તે આજીજીથી બડબડતી. 'માયજી' ઓચીંતો બહારથી એક ઓળખીતો અવાજ આવ્યો. મીસીસ ડરવન્ટ ઝબકી ઉઠી. તે મીઠો માનીતો અવાજ તેણીએ તુરત પીછાણ્યો. એ શું હતું? તેણી વિચારમાં પડી. તેટલાં એક બે દુઃખના દસ-કલાં સાથ પાછો 'માયજી' કરતો કગળતો તે પુકાર સંભલાયો. તે પુકારમાં દુન્યાભરનું દુઃખ ભરેલું તેણીએ અનુભવ્યું.

"જોન, જોન!" તેણી બોલી, "સમજો છો કે! તમે કંઇ સમજયું કે? હું તો સમજું છું—સિહા અંધકારમાંથી દુઃખનો પોકાર ઉઠી રહયો છે."

"નહીં!" તે દળણું દળનાર કંટાલાથી બોલ્યો, "હું તો કંઇજ સમજતો નથી!"

"હું તો પ્રત્યક્ષ સમજું છું." તેણી બોલી, "ઓ, જોન, સમજો, સમજો!"

"માયજી" ફરી તે દર્દમંદ પણ મીઠો નાદ તેણીના કાને આવ્યો. તેણીએ પોતાના ભરથાર ભણી જોયું. તેણી ઉઠી, બારી ઉઘાડી અંધકારમાં બાહાર જોવા લાગી. પહેલાં તો તેણીને કશુંજ દીસ્યું નહીં. પણ પછી નજર ખેંચતા તેણીએ લીમાને ત્યાં રડમશ ચહેરે ને આજીજીથી જોડેલા હાથે ઉભેલી જોઇ.

ઝડપથી તેણી જોન આગલ ગઇ અને તેને એક બોલ પણ કહયા વગર બારી આગલ બોલાવી લાવી.

"જોન, અંધારૂં છે છતાં તમે જોઇ શકશો," તેણીએ આંગળી બતાવી કહ્યું.

"હા. હું જોઇ શકું છું." તેણે કડકાઇથી કહ્યું, "પણ તું જાણે છે કે હું એક બોલનો માણસ છું. મુવેલાંઓ પાછાં આવી શકતાં નથી. મુવેલાં અહીં કદી આવી શકેજ નહીં."

"મમ્મા, તમે ત્યાં છેર કે? તમે મને સમજો છો કે?" લીમાં બાહરથી બોલી.

"જોન, કહો હું બોલું?" તે દળણું દળનારની બાયડીએ અતયંત આજીજીથી રજા માંગી.

"બોલ," તે બોલ્યો.

"હું સમજું છું, માહરી વ્હાલી દીકરી," તે નાચાર માવિતરે કહયું.

"માહરા પપા ડીયર રજા આપશે નહીં ત્યાં તુલીક હું ઉંબર નઝદીક આવનાર નથીજ, પણ માયજી, ઓ માયજી, હું ભારે મુશીબતમાં છું."

"હું તેણીને અંદર તેડું, જોન!" તે માએ પુછ્યુ.

"નહીં!" જોને ઠરાવથી કહયું; "તેણીએ માહરી ને તેની વચ્ચે પસંદગી કરવાની હતી. તેણીએ તેને પસંદ કર્યો છે. તેણીને હવે તેનીજ નજદીક જવા દે."

"મમા, મને સમજો. હું તમને જોઇ શકતી નથી પણ તમે ત્યાં છો એમ અટકળી શકું છું. માહરા પપાને કહો કે તેમણે દીધેલા શ્રાપો માહરી ઉપર પુરા વરસી ચુકા છે. મને જીવથીજ જુદા કરવાની હદ સુધીના ભયભીત પુરવાર થયા છે. નાફરમાન થનારાંઓ ઉપર ઉતરતા મજબ બુરા શ્રાપો ખચ્ચીનજ માહરી પુઠે લાગ્યા છે. તેઓ મને કચડી નાંખે તે અગાઉ પપાને તે ખેંચી લેવા સમજાવો."

"ઓ જોન. ખુદાને ખાતર, આપણા એકના એક બચ્ચાં ઉપર દયા કરો. જોન, જોન, તમેજ એક વેળા એને કેટલી ચાહતા હતા, તેનોજ ખ્યાલ કરી રહેમ કરો. તેણી સાથ વાત કરો."

"કદી નહી." તે બોલ્યો, "તે પસંદગી કરી ચુકી છે એટલે હવે તેનેજ તેણીને વળગી રહેવા દે."

"ઓ ખુદા ! હવે શું કરૂં ? ઓ જોન, જો તમે દયા નહી કરી શકતા હોવ તો ઇન્સાફ કરો. રહેમ ન લાવી શકતા હો તો એ બાપડીને ન્યાય આપો. તેણી પેલાં ભયભીત ખુરા શ્રાપો ખેંચી લેવા તમને વીનવે છે, તેમ તો કરો ? લાવો હું કહું કે તમો તેમ કરો છો."

"નહીં, તે ખેંચી લેવાનાજ નથી. તે એની પુઠેજ રહેશે," તે બાપે પત્થર બની કહયું, "એ માહરે મન તો મુવેલી છે. તે મરી ગઈ તે દિવસની તારીખ લખતાં તેં મને જોયો હતો, પછી હવે તું મને શું કહે છે ?"

તેનો ગુસ્સો હવે વધ્યો જતો હતો

"માયજી," લીમાં પાછી બોલી, "કહો પપાને, કાલાવાલા કરીને કહો પપાને કે તે શ્રાપો ખેંચી લો. તે મને મારી નાખે છે. એવા ઘાટકી કીસમે તે માહરી ઉપર વરસી રહયા છે કે તેનું દારૂણ દુઃખ માહરાથી સહેવાતું નથી. કહો એમને કે માહરાથી જીવાતું નથી."

"ઓ દયા કરો, જોન, તેણી ઉપર દયા કરો !" તે માએ અત્યંત કાકલુદીથી વીનવ્યું.

"નહી, તેણીએ જેવું કીધું છે તેવુંજ તેણીને ભોગવવા દે. તેણી માહરા ઘરમાં કદી પાછી જોઇએજ નહી. હું તેણીને કદી જોનાર કે મળનાર નથી. તે માહરે મનસે મુવેલીજ છે. એક બોલ બી વધારે બોલતી ના. ચાલ, અંદર ચાલ, હું અહીં જો વધારે ખોતી થવશ તો ગુસ્સાથી ઘેલો થઇ જવશ યા કંઇ ઓરનુદાર કરી દેવશ."

"લીમાં," તે નાચાર માવિતરે પૂછયું, "તુંને શું છે ? તું અહીં કાંય આવી ? આવી મોડી રાતે તું અત્રે કયાંથી ને કાંય આવી ? શું થયું છે ?"

"માહરા બાપે મને દીધેલા ખુરા શ્રાપો પાછા ખેંચી લેવડાવવા હું અત્રે આવી છું, કારણ હું અત્યંત આપદામાં પડેલી છું ને હું જાઉં છું. માયજી, માહરા દુઃખની કોઇ હદજ રહી નથી. તેઓએ માહરાં લાઓંને માહરી પાસથી છીનવી લીધો છે. તે ક્રીસમસ ઉપરનો ગયલો પાછો આવ્યોજ નથી. હવે તો તે ઘણો તવગર બન્યો છે. તેનો ખેતાબ ને દોલત તેને પાછાં મળ્યાં છે. ફ્રાંન્સના મોટા દોલતવાળા ઉમરાવો માહેલો તે એક થયો છે. તેઓએ મને તેનાથી છુટી પાડી છે, તેઓ કહે છે—હું તો માનું છું કે તે તમામ જુઠું છે—કે માહરા લગન નારવા છે, કે હું તેની પરણેતર માત્ર

ઇંગ્લાંડમાં છું, ફ્રાંન્સમાં નહીં. તેની માય મને એ કહેવા અહીં આવી છે ને તેઓ તેને ફ્રાંન્સની કોઇ ધનાઢય ને ખુબસુરત સુંદરી સાથ પરણાવનાર છે."

"ઓ જોન, આ બધું તમે સાંભળ્યું કે? શું તમે તમારી છોકરીને આવી આફતમાં મદદ નહી કરશો? તેણીના હકનુ રક્ષણ કરવા બાહર નહી પડશો?"

"નહીં, તેણીએ પોતાનું કીસમત પોતેજ નકકી કરી લીધું છે." તે બોલ્યો, પણ તેનો ચહેરો તે સમાચાર સાંભળી દુ:ખી તો થયોજ હતો. ને જો આ પળે લીઓાંડ સોલડાના તેની નજદીક હતે તો ખચ્ચીતજ ત્યાં ખુનામરકી થતે એટલો તે ક્રોધાયમાન થયો હતો.

"હું જાઉં છું, મમ્મા. આ ડોસી કહે છે તે હું માનતી નથી. હું માહરા ધણીની શોધમાં જાઉં છું ને તેનાંજ હોઠોથી એ વાતની સચ્ચાઇ જાણવા માંગું છું. કોઇ કહે તે હું માની શકતી નથી. હું ફ્રાંન્સ જઇને એ વીશે તેની પાસજ સચ્ચાઇ જાણુશ. મમ્મા, હું જાઉં છું." તેણી છેલ્લા શબ્દો અતિ કગળીને બોલી.

"લીમાં, લીમાં, માહરી વહાલી, પાછી આવ?" તે મા રડી દેતાં બોલી. પણ લીમાં ત્યાંથી અદ્રશ્ય થઇ ગઇ હતી.

"લીમાં?" જરા વારે તે મા પાછી દુ:ખથી પોકારી. પણ જોન ડરવન્ટનો મીઝાજ હવે ગયો. "એક બોલ બી વધારે નહી, હેલન," તે ગુસ્સાથી પુકાર્યો. "હવે ઘણું થયું."

તે તેના ભણી ફરી. અત્યંત ગુસ્સાથી તે જીંદગીમાં આ પહેલીજ વાર તેના ભણી ફરી અને બોલી, "જોન ડરવન્ટ, તમે દયા વગરના ધાટકી નીર્દય છેવ. તમે આજે તેની તરફ દયા બતાવી નથી તો એવો એક વખત આવશે કે જ્યારે તમો તરફ પણ કોઇજ દયા ન બતાવશે."

ઓ જોન, જોન, તમે તેણીએ બધું કહયું તે સમજ્યું કે? અને તે સમજવા છતાં તમે શાંત બેસી શક્યા? જો તમે હું એકવાર વાજબી રીતે માનતી હતી એવા મર્દ બચ્ચા હતે તો આજેજ તમે ફ્રાંન્સ જઇને અંગ્રેજ બાપો એવા ફ્રેન્ચ કાયદાઓ માટે શું ધારે છે અને એવા બેહુદા કાયદાઓનો કેવો નતીજો આવે છે તે સારી આલમને અને ખાસ કરીને તે જવાનને દેખાડી આપતે."

"તેણીએ અમારા વચ્ચે પસંદગી કરી હતી." પોતાની બાયડીની છેલ્લી તેના સ્વમાન ઉપરના સચોટ ટીકાથી તેના દિલમાં લાગી આવ્યું હતું છતાં તે જીગરને પત્થર કરી બોલ્યો. "હું તેણીને ચાહતો હતો, તેણીજ માટે સારી જીંદગી મેં મહેનત કરી પુરી કરી હતી અને તેણીએ તેના ધણીને તો ઝાઝો જોયો કે પીછાણ્યો બી ન હતો છતાં પણ પોતાના બાપને ભોગે તેણીએ તેને પસંદ કર્યો.

"પણ હવે તો તમે તેને મદદ કરો" હેલને અત્યંત કગળતા અવાજે અરજ કરી, "તેણીના દુશમનો તેણીના વરથી તેણીને વિખુટી કરી તેણીના નામને કલંક લગાડે તે તમે શાંત બેસીને કેમ જોઇ શકો છો? તેણી મોટા ભયમાં છે. મને ગઇ કાલનોજ એવો કંઇ ખટકો થયા કરતો હતો. મારૂં હૃદય સારો દિવસ ભયથી ઉડયા કરતું હતું. ઓ, જોન ડરવન્ટ, તમારી દીકરીને બચાવો, માહરી વહાલીને મદદ કરો. તમે તેણીને નહીં મદદ કરીને એક ખુની કરતાં બી વધારે ખરાબ મનુષ્ય પોતાને પુરવાર કરશો."

"હું તેણીને મદદ કરવાનો નથી," તેણે વધારે કડકાઇથી કહ્યું, "તેણીની પસંદગીનું ફળ તેણીને ચાખવાજ દે?" તે ઘાટકી જવાબ સાંભળી હેલન બાપડી હોંશ ખોહી જમીન ઉપર તુટી પડી, અને તેણીને સુધ્ધીમાં આણવાના ઉપચારો તે કઠોર દીલનો દળણું દળનાર કરવા લાગ્યો.

## પ્રકરણ ૪૨.

માડામ લ કોંટેસ તે રાતે અમો આગળ કહી ગયા છીયે તેમ નિરાંતે ઉંઘાઇ. તેણીની ફતેહ થઇ ચુકેલી હોવાની તેણીને ખાતરી હોવાથી તે કરારે નિંદ્રાદેવીને શરણે ગઇ.

બીજી સહવારે લગાર તે મોડી જાગી; અને દંતધાવન આદી જરૂરી ક્રીયાઓમાંથી પરવારી તઇયાર થઇ પોતાના રૂમમાંથી બહાર નીકળી. તેણીનો ઇરાદો તેજ સહવારે ઘટતું કરી ત્યાંથી ફ્રાંન્સ ભણી ઉપડી જવાનો હતો. તેણી ડ્રોઇંગરૂમમાં જઇ બેઠી અને મેડને ચાહ લાવવાનો હુકમ કર્યો.

ચાહ પીવા પછી લીમાને હજી ન આવેલી જોઇ તેણીએ મેડને પ્રશ્ન કર્યો.

"તાહરી બાઇ હજી આવી કેમ નથી. જા, તેને ઉઠાડ ને કહે કે માહરે આજેજ જવાનું હોવાથી તુરત આવે !"

તે મેડ ગઇ અને અલ્પ સમયમાં પાછી આવી.

"માહરા બાઇ બેડરૂમમાં નથી." તેણીએ કહ્યું.

"નથી તો બીજે કેથે હશે, જા, શોધી કાઢ," તેણીએ હુકમ કર્યો.

તે મેડ જવા બદલ મુંચાઇને ઉભી. તેણીની આંખોમાં આંસુઓ ભરાઇ આવ્યાં.

"કેમ, શું છે ?" માડામે પુછ્યું.

"માહરા બાઇ આજ સહવારનાજ અત્રે નથી. તેવણુ હંમેશ માહરાથી બી વહેલાં ઉઠીને ફરવા જાય છે,"

"ચાહ પીધેલી હતી કે ?"

"નહી"

"તો જા તેણીને શોધી લાવ, મને વખત થાય છે." માડામને હજી લીમાના ચાલી જવા વીશેની શંકા તો નજ થઇ. તેણીએ ધાર્યું કે કદાપી તે બાગમાં યા નદી કીનારે ફરતી હશે, એટલે તુરત આવશે.

તે મેડ ગઇ, અને થોડો સમય પછી પાછી ઉદાશ ચહેરેજ આવી.

"હું બાગમાં જોઇ આવી, તેવણુ ત્યાં નથી." તેણી બોલી.

"છોકરી, તેણીને તાહરે શોધી લાવવીજ પડશે. જ્યાંથી હોય ત્યાંથી તેને હાજર કર" માડામે કડકાઇથી ફરમાવ્યું. તે મેડ ચાલી ગઇ, અને ફફડતી ચતકતી માડામ રૂમમાં ફેરા ફરવા લાગી. "મેં ધાર્યું'તું તેવીજ મુઇ સકાર કે સલુક વિનાની છે. મને એકલી મુકીને ચાલી ગઇ. એને જરા વિચાર ન આવ્યો ? એને આવતાં સાથજ કહું કે સભ્યતાનો તરીકો શું છે તે એ મુદલ સમજતી નથીજ."

પણ લીમાં આવેજ કયાંથી. શોધતાં શોધતાં એક વાગ્યો પણ લીમાં ન આવી તે નજ આવી.

માડમનો ગુસ્સો હદ વગરનો વધ્યો જતો હતો. તે જેનને ઉપરાસાપરી ગુચવાડાભર્યા સવાલો કર્યા કરતી હતી કે જેના તે બાપડી જવાબ ૩ર

શકતી નહી. તે બીચારી પોતાની શેઠાણીનું શું થયું હશે તેના ખ્યાલથી ગુંગલાઇ રડતી હતી.

એકાએક, વિજળીના એક ચમકારા પેરે માડામને ખ્યાલ થઇ આવ્યો કે લીમાં પોતાના પતિને મળવા ગઇ હશે. શું તેણીએ એમ ગઇ રાતે પાછું ને પાછું ન કહ્યું હતું કે તે કઇજ માનતી ન હતી. કોઇનું માનનાર ન હતી, સિવાય કે ખુદ તેના પતિનુજ, અને તેથી લાગ મળતાં રાતો રાતજ તે કાંય નહીં તેને મળવા ત્યાંથી નાસી ગઇ હોય.

"જેન, અહી આવ. એકદમ તાહરી શેઠાણીના રૂમમા જા ને જો કે તે રાતે બીછાના ઉપર સુતેલી હતી કે ? બીછાનું ખોલાયલું છે કે ?"

જેન જઇને જાસ્તીજ બીહધેલી ને ધ્રુજતી રડતી આવી. "નહીં, તેવણ સુતાંજ નથી." અને આ જવાબથી માડમની ખાતરી પુરી થઇ ગઇ.

"રાંડે મને થાપ આપી. મુઇ નશા બંદી ત્યાં જઇને કોણ જાણે શુંનું શું કરશે ?" તે બડબડી અને પછી તુરત જેનને એક ગાડી બોલાવવા દોડાવી. તેણીનો ગુસ્સો માયોસમાયો ન જતો હતો. તે ગામડેની દુકતીએ તેણીને એમ બનાવી કાઢી હતી, તેથી, તે જાસ્તી ક્રોધાયમાન થઇ હતી. તે તેણીને તેણીના પતિથી છુટી પાડવા અહીં આવી હતી અને આ તો ઉલટું જ થયું હતું. તે તો સામી પોતાના પતિને મળવા ગઇ હતી. શું કરતાં શું થયું હતું. તેણીએ પોતાનો સામાન જડપથી પેક કરી લીધો અને ગાડી આવી પહોંચતાંજ તેમાં સવાર થઇ તે ઉપડી ગઇ.

* * *

લીમા બાપડી ફ્રાંન્સ તો પુગી. અનેક હાડમારીઓ વેઠી તે ત્યાં ગઇ. રસ્તામાં તે તમામ અજ્ઞાન ને બેખબર હોવાથી તેણીને અનહદ મુશીબતો નડી. પણ કશાંની દરકાર કર્યા વગર અનેક મુશીબતો ઉઠાવતી તે દુઃખી નાર અંતે પેરીસમાં પુગી. હવે તેણીની સઉથી મોટી મુશીબત અત્રે હતી. તેણીનો પતિ કયાં રહેતો હતો તે વટીક તે જાણતી ન હતી અને પેરીસ જેવા એક ગંજાવર શહેરમાંથી વગર શરનામે પતો મેળવવો એ કંઇ જેવી તેવી મુશીબત ન હતી. એક ન્હાના રેસ્ટોરાંમાં ચાહ પાણી કરી લઇ તે પોતાના ધણીનો મહેલ ધુંડવા નીકળી. કલાકેક પછી તે મળ્યો. તે અંદર દાખલ થઇ, પણ લીઓ ત્યાં ન હતો. તે બાહર ગયો હતો અને બપોરના જમવાને વખતે કદાપી આવે એમ હતું. તે બેઠી, પોતાના પતીના આવવાની

શાહ જોતી ગમખાર જીગરે અને ઓય રડી દે એવા દર્દમંદ ચહેરે તે સુંદરા કલાકો સુધી બેસી રહી.

ડોળાં તણાવી તણાવીને તે આવ્યો.

તે સીધ્ધો ધસારાબંધ તે રૂમમાં પોતાના નોકરે આપેલી ખબર ઉપરથી. તે કોઇ પહરોણીને મળવા દાખલ થયો.

તેને જોતાંજ લીમા. પોતાની જગ્યાએથી કુદી ઉભી થઇ. તેણીને પોતા સામે ખડી થએલી જોતાં ને તે કોણ હતી તે પીછાણતાં તે સ્તબ્ધ થઇ ગયો.

"કોણ લીમાં!" તે થંભ થઇ ગયલો જરાવાર રહી પુકાર્યો, "યા ખુદા! તું?"

"હા, લીઓં, હું-લીમાં તુંને મળવા આવી છું. તું ન આવ્યો એટલે હું આવી." લીમાએ શોકાતુર સ્વરે કહયું.

તેઓ એક ધણી ધણીઆણી તરીકે યા બે જાનથી જીયાદા પ્યારાં તરીકે નજ ભેટયાં; બેઉના ચહેરા ફીકકા હતા. લીઓં તો રગે રગથી ધ્રુજી ઉઠયો હતો.

"તું મને આવકાર કેમ દઇ શકતો નથી, માહરા પ્રાણ?" તેણીએ પુછયું અને તે સાંભળી તે વધતો ધ્રુજ્યો, "આટલે દુરથી તને મળવા આવી અને તું મને આવકાર દેતો નથી, લીઓં, મને તાહરી વ્હાલી આંખોમાં જોવા દે? ઓ ખુદા; હવે તું આગલો લીઓં રહયો નથી. તાહરૂ આગલું હસ્વું, આગલા પ્યારના સખુનો, આગલી માયા કે આગલો પ્યાર માહરે માટેનો હવે રહયો નથી. ઓ, લીઓં? એ ફેરફાર તાહરામાં કેમ થવા પામ્યો? તુંને યાદ છે કે તું કેવા અસીમ પ્યારથી મને ચાહતો હતો. અને હવે-" તે શબ્દોનો પ્રવાહ વહેતો એકાએક અટકી ગયો. તેણીએ ધરૂજતે ધડકતે હૃદયે ને ફાટેલી આંખોએ તેના ભણી ટગર ટગર જોયું.

"તેં મને અજાયબીથી બધો ભરીજ નાખ્યો છે, એટલે શું કહેવું તે મને સમજ પડતું નથી."

તે સાંભળી તેણીની ચશમોએ ગુસ્સાના ચમકારા ફેંકયા.

"શું કહેવું તે સમજી શકતો નથી! એક વર્ષ થયું તું માહરાથી છુટો થયો છે. તું ગયો ત્યારે મને ચાહતો હતો, અને હમણા મેં તુંને

અજાયબીથી ભરીજ નાખ્યો છે એટલે શું કહેવું તે તને સમજ પડતું નથી ! શું કહેવું તે તને સમજ પડતું નથી ! એ લીઓ, લીઓાં, તાહરે મને તાહરી બગલગીરીમાં લઇ પ્યારના શબ્દોથી મને વધાવી લેવી જોઇએ. "મ્હારી પ્યારી, મ્હારા પ્રાણ, તને જોઇને હું અતી ખુશી છું" કહી મને ફીસીઓથી ભરી મુકવી જોઇએ !"

તેણી તેની નજદીક ગઇ અને નીરાશાથી તેના તરફ જોવા લાગી.

"તું મને ચાહતો અટકી ગયો છે." તેણી બોલી, "ઓ, ખુદા ! મને મોત આપ ! તાહરી આંખોમાં ગાહરે મારેનો સહેજ બી પ્યાર હવે દીસ્તો નથી. તાહરા ચહેરામાં, તાહરી રીતભાતમાં, તાહરા ઠંડા આવકારમાં પ્યારનો એક કટરો પણ હસ્તી ધરાવતો નથી. તાહરાં હૃદયમાંનો માહરે માટેનો પ્યાર ગુમ થઇ ગયો છે. માહરે માટે એ મોત છે."

"લીમાં," તે અંતે બોલ્યો, "એમ નથી. પણ તેં જાણ્યું અને સમજ્યું હશે કે આપણી વચ્ચે શું આડ છે ?"

"કોઇ આડ આપણી વચ્ચે આવવી જોઇતી નથી." તેણી બોલી, "ખુદાએ આપણને એક કર્યાં છે. કોઇ પણ મનુષ્ય, કોઇ પણ કાયદો આપણને જુદાં કરી શકે એમ નથી."

"હું ઇચ્છું છું કે તેમજ હતે." તે ખરાં દીલથી બોલ્યો, "તને માહરાં માય મળ્યાં કે ?"

"હા, મને મળ્યાં," તેણી બોલી.

"અને તેણીએ બધું તને કહયું ?"

"હા. પણ તે વાત માનવા મે સાફ નાજ પાડી. હું તે તાહરેજ મોંઢેની ખરી તરીકે માનીશ એમ મેં તેમને કહયું."

"અને તે ખરૂંજ છે." તેણે કહ્યું.

"કેટલું ખરૂં ?" તેણીએ પ્રશ્ન કર્યો.

"બધું !"

"અને એ કલંકિત કાયદાનો અમલ થયલો જોવા તું રાજી છે, લીઓં ?"

"હું શું કરી શકું એમ છે ? તું માહરી સ્થિતિ સમજી શકતી નથી. મેં તે કદિ ઇચ્છી નથી. હું તાહરી સાથ પરણ્યો ત્યારે મને તેનો સ્વપ્નોએ નહોતો. આવા કાયદાની હસ્તીથી પણ હું માહેર નહોતો."

"અને હમણા પણ તેનો વિચાર લાવવાનું પ્રયોજન શું છે?"

"બીજો છુટકો શું છે? માહરી માની મરજી વિના આપણા લગ્ન રદ છે. માહરી મા કદિ રજા આપે એમ નથી, એટલે કાયદાને આધીન થયા વિના બીજો રસ્તો શું છે?"

"પાછો ઇગ્લાંડ આવ, અને ત્યાંજ રહે. આપણે ત્યાં સુખી હતાં. સર્વ ચીજનો ત્યાગ કરવો પણ પરણેતરને વળગીજ રહેવું એવી આપણામાં જુના જમાનાની કહેતી છે. તે કહેતી કાંઇ ખોટી નથી. ઇગ્લાંડ પાછો આવ. ત્યાં તું સુખી હતો. આપણે એકમેકના પ્યારમાં સંતોષી ને સુખી હતાં. તું કહેતો હતો કે મેં તને સુખી બનાવી હતી, તો ચાલ પાછો ઇંગ્લાંડ અને આપણે સુખીજ દીવસો ગુજારીશું."

પણ કશો ઉતર લીઑ તરફથી મળ્યો નહી. તે મૌન ધારી ઉભો.

"તું સમજે છે કે હું શું કહેવું છું તે, લીઑ?" લીમાં જરાવાર રહી બોલી.

"હા, પણ તેમ કરતાં મને શું ભોગ આપવો પડે તેનો તને ખ્યાલ નથી. પહેલું તો મને ફ્રાંન્સ છોડવું પડે, માહરી વાહલી માતૃભુમી, તેની સાથની અત્રેની માહરી તમામ માલ મીલકત, જાહોજલાલી અને દોલત. તું અત્રે રહે તો માહરી પરણેતર ગણાય નહી! તને યા તાહરા બચ્ચાંઓને માહરાં વારસ તરીકે ઓળખાવી શકાય નહી. લીમા, હવે તું સમજી. તાહરા વિના ફ્રાંન્સમા દોલત, માન મરતબો, ને માલ મિલકત બધું છે. ઇંગલાંડમાં દેશવટો, ગરીબાઇ અને કંગાલ્યત છે. અલબતાં તું ત્યાં માહરી છે."

"ઓ હું હવે સમજી. તને બે વચ્ચેની પસંદગી કરવાની છે. અને, તેથીજ, તું અચકાય છે."

"હા." તે બોલ્યો, "હું તને ચાહું છું. આપણા લગ્ન તમામ પવિત્ર છે તેનો હું એકરાર કરૂં છું; પણ હું અચકું છું, કારણ હું ફ્રાંન્સને બી ચાહું છું."

"તને ફ્રાંન્સ અને માહરી વચ્ચે પસંદગી કરવાની છે. તને ફ્રાંન્સ પસંદ છે?"

"માહરાથી તેમ સિવાય બીજું શું થાય?" તે બોલ્યો.

"મને 'હા' કે 'ના'નો ચોખ્ખો જવાબ આપ. તને ફ્રાંન્સ ને તેની દોલત પસંદ છે– નહીં કે હું?"

"મને ફ્રાંન્સ ગમે છે," તે બોલ્યો, "બીજો ઇલાજ નથી, લીમાં, તુંજ જોઇ શકતી હોશે કે માહરાથી બીજું શું થઇ શકે એમ છે?"

"અને તું મને તજી દે છે?" તેણીએ જારી રાખ્યું.

"માહરાથી બીજું શું થઇ શકે એમ છે?" તે બોલ્યો, "માહરાથી વધતી કઢંગી સ્થિતિમાં કદિ કોઇ મનુષ્ય મુકાયો ન હશે. માહરૂં આખુ હૃદયજ ભાંગીને વહેંચાઇ ગયું છે."

"અને હું તો આજ વેર એમ માંનતી હતી કે તે તમામ માહરૂંજ છે."

---

## પ્રકરણ ૪૩.

"હું તને ચાહું છું. લીમા," કોંટ ડ સોલડાના બોલ્યો. "અને માહરી જીંદગીના છેડા તક હું તને ચાહતો રહેવશ. હું બીજી કોઇ બી ઓરતને ચાહી શકવાનોજ નથી.

"જો તું મનેજ ચાહે છે અને ચાહતો રહેવાનો છે, તો મને સાચો નિવડ. બધુ તજી દે ને ઇંગલાંડ પાછો ફર. હું તને એક વાર તું જેટલો સુખી હતો તેટલો સુખી બનાવશ."

"લીમાં, માહરામાં તેટલી હીમત નથી. હું ખુલ્લાં દીલે કબુલ કરૂં છું કે તેટલુ કરવાની માહરી હીમત ચાલતી નથી અને હુ નહીં ધારતો કે આ દુન્યા માહેલો કોઇ પણ મર્દ પ્યાર ખાતર એવો મોટો ભોગ આપે."

"માહરે ખાતર પણ નહીં!" તેણીએ ધીરેથી પુછ્યું.

"નહીં. જો કે એ સ્વાર્થી ને ઘાટકી છે છતાં તાહરે ખાતર પણ નહીંજ," તે બોલ્યો. "હું માનતો નથી કે કોઇ પણ મર્દ એક ઓરતના પ્યારને ખાતર એવો જબરદસ્ત ભોગ આપે."

"તાહરા પ્યારને ખાતર હું એનાથી બી જાસ્તી ને વધતો ભોગ આપવા ખુશી થતે," તેણી બોલી.

"પ્યાર ઓરતની જીંદગી કહેવાય છે." તે બોલ્યો, "પણ મર્દની જીંદગીમાં તો તે એક તબકકોજ માત્ર છે."

"અને લીઓં, શું ત્યારે તાહરા બાબમાં તે તબકકો પુરો થઇ ગયો છે !" તેણીએ આજીજીથી પુછ્યું.

"માહરી વ્હાલી લીમાં, એ પ્રશ્ન પુછવો તાહરે માટે ઘણો ભયંકર છે તેમજ તેનો જવાબ દેવો પણ નીદાન ભયંકર છે. કીંતું હું એનો જવાબ આપું તેજ બહેતર થશે. માહરી જીંદગીની ભાવી આશાઓને હું પ્યારને ખાતર તરછોડી દઇ શકતો નથી.

જે બન્યું છે તે માટે હું અનહદ દીલગીર છું; પણ કાયદો આપણી વિરૂધમાં હોવાથી માહરે તેને શરણ થવુંજ ઘટે છે. તુંને ફ્રાન્સમાં માહરી હકદાર મોહરદાર કરૂં એવો કોઇજ રસ્તો નથી સિવાય કે માહરા માતાજીની રજા કે જે તેણી પ્રાણાંતે પણ આપનાર નથી. હું જે કરવા ચાહું છું તે હું કરી શકતો નથી, એટલે માહરાં ખાનદાનના ભલાંને કાજે જે વ્યાજબી હોય તે માહરે કરવુંજ જોઇએ છે."

"અને તે માહરે ભોગે," તે બડબડી.

"માહરો બીજો છુટકોજ શું છે, લીમાં માહરી ગરજથી તો હું કદી તને ન છોડતે. માહરી મરજી કે ખુશીથી એક ગમે એવું પણ નજીવું દુઃખ તને નજ થવા દેતે. જે થાય છે તે હું કરતો નથી, પણ પેલો ઘાતકી કલકીંત કાયદો કરી રહયો છે, કે જેની ઉપરવારો થવાની માહરામાં કાયનાત કે તાકાત નથી. જો હતે તો હું જરૂર તે અજમાવતે."

"અને તે કાયદો કે જે તને માહરાથી છુટો પાડે છે તે તને બીજી સાથ પરણવાની રજા બક્ષે છે ?" તેણીએ પુછ્યું.

"તે કાયદો, એટલું તો ખરૂં કે આપણા લગ્ન કબુલ રાખવા ના પાડે છે."

"શુ આપણો આગલો પ્યાર તને માહરે માટે વિનવતો નથી ?" તેણી આજીજીથી બોલી.

"તે વિનવે છે," તે બોલ્યો, "અને હાલનો પ્યાર પણ તેટલાજ જોશથી મને સતાવે છે. પણ લીમા, હું શું કરી શકું એમ છે? હું નાચાર છું."

"તું બધું છોડી દઇ માહરી સાથ પાછો આવી શકતો નથી !" તેણીએ પુનઃ પ્રશ્ન કર્યો.

"નહીજ," તેણે ઉતર દીધો.

"મને કે જેને તું ઘણી ચાહતો હતો તેને શું તું વિસરી જશે. જાણે મને મળ્યો, ભેટયોજ નહી હોય તેમ ?"

"એવુંજ કંઈ થશે, લીમા," તે બોલ્યો.

"તાહરાં માય કે જેવણે મને અપમાન કરવામાં ને તુચ્છકારી કાઢવામાં કંઇજ બાકી રાખ્યું નથી તેવણે મને કહયું છે કે તું પાછો પરણુનાર છે. તાહરા દરજ્જાની કોઈ એક ઘણી ખુબસુરત છોકરી સાથ તાહરૂં વેશવાળ નકી થયું છે. તે કોઇ ઘણી તવંગર ને અતિશ્ય ખુબસુરત છે. હું તાહરી બાયડી, માહરા ઇંગલાંડ અને કુલ કુદરતના પવિત્ર કાયદાની રૂએ થયલી તાહરી મોહરદાર તને પુછું છું કે એ શું ખરૂં છે ?"

શરમથી તેનો ચહેરો ધમધમી આવ્યો. પોતાની નાલાયકાતની તે વાત સાંભળી તે અનહદ શરમોંદો બન્યો.

"શું એ ખરૂં છે ?" તે જરા વાર રહી તેને ચુપ જોઇ બોલી.

"માહરા માયનો એવો વિચાર છે," તે બોલ્યો, "બધાં કહે છે કે માહરા દરજ્જાના એક આસામીએ પરણવું તો જોઇએજ. માહરે વારસ પેદા કરવોજ જોઇએ."

"માહરા સવાલનો જવાબ આપ. 'હા' કે 'ના' કહે," તેણી બોલી, "તાહરાં માએ કહયું તેવી કોઇને તું પરણુનાર છે કે ? કહે 'હા' કે 'ના' ?"

"હા."

"તું તેને પરણુશે પછી માહરૂ શું ?"

"તું ફ્રાન્સમાં કદી માહરી મોહરદાર થઇ શકશે કે કહેવાઇ શકશે નહી !"

તેના તે જવાબથી લીમાનો ગુસ્સો ઉભરી નીકલ્યો. તે જીંદગીભરમાં કદિ એટલી ગુસ્સે થઇ ન હતી. તેણીની આંખો ગુસ્સાના ચમકારા મારવા લાગી.

"એ કદી બનશે નહી ?" તે પુકારી.

"હું એ લગ્ન અટકાવશ. તું માહરો છે—માહરો પોતાનો ધણી. હું તાહરી પર જાહેરમાં દાવો કરશ. કોઇ બીજી ઓરત તને મેળવી શકશેજ નહી !"

તે શબ્દોના ધસારા હેઠળ તે ડગમગી ગયો. તેણીની આંખમાંના ગુસ્સાના ચમકારાથી તે ડરી ગયો.

"હવે હું તને કંઇ કહેનાર નથી. તને વીનવનાર નથી. તાહરી આજીજી કરનાર નથી. હું તાહરી પરવાહ કરનાર નથી. હું માહરો હક સાબીત કરશ.

તાહરા નામમાં, તાહરી મીલકતમાં, તાહરી દોલતમાં માહરો હીસ્સો માંગશ, કે જેમ તાહરા પ્યારની હીસ્સેદાર હું એકવાર હતી. તું કદી બી માહરા હકની અવગણના કરી શકનાર નથી,"

"હું તો કરતોજ નથી. કાયદો કરી રહયો છે." તે બોલ્યો.

"કાયદાના બાહણા હેઠળ આ શરમભર્યું કાર્ય તમે કરી રહયાં છો. હું તે કાયદાને પણ ગણકારનાર નથી. હું માહરા હક માટે છેવટ તુલીક લડશ. તું કદી બી, કોઇને માહરી જગ્યે લાવી શકશે નહી. તને તાહરા હસ્ત ને બગલગીરીમાં મને પાછી લેવીજ પડશે. કોઇ બીજીને તું કદી ચાહી શકશે નહી. હું, લીમા, તાહરી હકદાર અને ખરી પરણેતર કસમ ઉપર કહું છું કે તે કદી બનનારજ નથી."

"ઓ લીમા," તે ગદગદીત કંથે પુકાર્યો, "હું તને માહરી ખરી સ્થિતિ કેમ સમજાઉં?"

"હું બધું સમજુ છું," તે ગુસ્સામાં બખાલી ઉઠી, "હું ગરીબ છું ને સાધારણ સ્થિતિમાં છું. હું તે વર્ગમાં જન્મેલી છું કે જે વર્ગને તાહરી તુંમાખી માયના મત મુજબ તવંગરોના લાભો જાળવવા ચગડાઇ મરવું જોઇએ; તે વર્ગને જાણે લાગણી, હક કે અધીકાર જેવુ દુન્યામાં ભોગવવાની સતાજ નથી. માહરી જીંદગીનો અંત આવે કે માહરૂં જીગર ફાટીને ટુકડા થઇ જાય તેની તમને પરવાહ શું છે? ભગ્ન હદયે શરમીંદગીમાં અને વાએજેહાન એકલી હું ઝુરી ઝુરીને પણ મરૂં તેની તમને તુંભા શું છે? દરકાર કયાં છે? પણ તેમ થનાર નથી. હું તે માટે પોકાર ઉઠાવીશ; ખુદ ખુદાને પણ મારી અરજેથી હચમચાવી મેલીશ."

તેણી ગુસ્સાના આવેશમાં થરથર ધ્રુજી રહી હતી. તે કંઇજ બોલ્યો નહીં. બોલે બી શું?

"તમે માદીકરાં એમ ખાંડ ખાવો છો કે હું નીચી પાયરીની હોવાથી—એક દળણું દળનારની દીકરી હોવાથી તમે મને મરજી મુજબ તરછોડી દેશો, ડરાવીને હાંકી મેલશો. અને તું ફ્રાંન્સમાં પાછો પરણશે. પણ હું તે બારે-હકતાલા પાસ ન્યાય ચાહીશ! ઇન્સાફ માટે પોકાર ઉઠાવીશ. લીઍાં, તાહરા પ્યાર ખાતર માહરી આજે આવી હાલત થઇ!" તે જુસ્સાભેર બોલી, "તાહરે ખાતર અને તાહરા પ્યારને ખાતર મેં માહરૂં ઘર તેમજ માહરાં

માબાપ વટીકને તજ્યાં છે. તે બધાનો બદલો તું મને આપ આપી રહયો છે. માહરા બાપના શ્રાપો મને ફળી ચુકયા છે. નાફરમાન થનારાંઓ ઉપર ઉતરતા ગજબ બુરા શ્રાપો માહરી ઉપર ઉતરી ચુકયા છે ને તેઓ મને જીંદગી તુલીક સતાવનાર જળાવનાર છે.

લીઓ, હું એ ગેરઇન્સાફ સામે જેહાદ ઉઠાવશ. તું ને તાહરી મગરૂર માય એમ ધારો છો કે થોડાક પૈસાથી હું ચુપ થઇ જવશ, માહરો હક જતો કરશ. પણ હું તમારા નજીશ પૈસાને થૌકરે ગારૂં છું. હું માહરા હક માટે છેવટ તુલીક લડશ; કુલ આલમને તે આશકારા કરશ !"

"લીમા, શાંત થા, ધીરજથી દરયાફત કર," લીઓ ભયથી ડરેલા અવાજે બોલ્યો.

"હું પુરતી શાંત રહી ચુકી છું, ધીરજ પણ મેં પુષકળ રાખી છે, દર્યાફ્ત પણ અનહદ કર્યો છે. હવે તો હું શાંત રહેનાર નથી, હવે તો હું લડશ. માહરી પાસ પૈસા કે મિત્ર નથી પણ મકકમ નિશ્ચય મેં કર્યો છે. જરૂર પડશે તો ખુદ તાહરા શહેનશાહને પણ હું અપીલ કરશ."

તે છેલ્લી ધમકીથી અતિશય ગભરાયો. તેમ થવે તો તેની આબરૂનું નિકંદનજ નિકળી જાગ, તેની તમામ આશાઓ ભ્રષ્ટ થાય.

"હું તને કેમ સમજાઉં ?" તે કરગર્યો, "તું કહે છે તે સર્વ ખરૂં છે. તું તમામ સાચી છે. તાહરો હક બેતકરાર છે. હું ઘણો શરમીંદો છું, અને તો બી પાછો મુફ્લસીમાં આવારાવતન થવા હું નારાજ છું."

"ત્યારે તેનું પરીણામ ભોગવવા માટે પણ તૈયાર થા," અને એક બોલ પણ વધુ બોલ્યા વગર કે સલામ પણ કર્યા વિના તે ત્યાંથી ઝડપથી નીકળી ગઇ. તેણીએ ખમાય તેટલું ખમ્યું; જાસ્તી ત્યાં થોભવાથી તેણીએ ધાર્યું કે તે ગાંડી થઇ જશે.

બનવા જોગ હતું કે તે મગજથી બેમગજ થઇ બી ચુકી હોય; કેમકે એક દીવાનીનાજ જોશ ને અદાથી તે ત્યાંથી કમાનમાંથી છુટેલા તીરની ઝડપે નિકળી ગઇ. તે કઇ દીશામાં ગઇ હતી તે બી જોવાનો અવકાશ તેને મળ્યો નહી. તેણી ચાલી ગઇ હતી એટલું તે સમજી શકે તે અગાઉ તો તેણી ગુમ થઇ ગઇ.

———:૦:———

## પ્રકરણ ૪૪.

પ્રીન્સેસ હેલન પોતાના મહેલના સુંદર આરાસ્તા કરેલા રૂમમાં ખુશ વિચારોમાં નિમગ્ન બેઠી હતી. આજે રાતે ફ્રાન્સની એક આગેવાન ગણાતી ફેશનેબલ ઉમરાવ બાનું માડામ ડ લીઝેને ત્યાં ફેન્સી ડ્રેસ બોલ હતો કે જેમાં તેણી એક ઓલબીયન ચીફની ધણીઆણીના પોશાકમાં હાઝર થનાર હતી. તેણીની ખુશાલી વિશેષ એટલા કાજે હતી કે તેણીનો વ્હાલો લીઓં પણ ઓલબીયન ચીફના વસ્ત્રો પરીધાન કરી ત્યાં આવનાર હતો.

તેણીની નજદીક તે રાતે તે સજનાર હતી તે ડ્રેસ પડેલો હતો. તે એક ઘણો ભપકાબંધ અને વિચિત્રતાથી ભરપુર પોશાક હતો અને તેની સાથ ઓલબીયન સ્ત્રીઓના રેવાજ અનુસાર રાખવાનું એક સુંદર ખંજર પણ ત્યાં નજદીકમાંજ ટેબલ ઉપર ખુલ્લું પડેલું હતું. તે હીરાજડીત મુથનું અને ઘણી સુંદર કારીગીરીનું રમકડાં જેવું હથ્યાર હતું. તેનું ખોલુ પણ તેટલુંજ સુંદર બનાવટથી અને કીંમતી પત્થરોથી મઢી લીધેલું હતું. તે ખંજર તેણીએ લીઓંને બતાવવા આજે સહવારે ખાસ બહાર ખેંચ્યું હતું અને તે પછીનું તે તેમનું તેમજ ટેબલ ઉપર પડી રહયું હતું.

અમે ઉપર કહયું તેમ તે રાતના બોલની મજાહના ખુશ સ્વપ્ના જોતી તે બેઠી હતી તેટલાં એક મેડ દાખલ થઇ.

"મોડમુવાઝેલ," તેણી બોલી, "એક લેડી તમને મળવાની ઇન્તેજારીમાં બાહર ખોટી છે."

"લેડી, સુશેન, તે વળી કોણ?"

"તેને હું ઓળખી શકું એમ નથી," સુશેને કહયું.

"જુવાંન છે કે બુઢી?" પ્રીન્સેસ હેલને પુછ્યું.

"જુવાંન છે અને પીકચર જેવી સ્વરૂપવાન છે." સુશેને કહયું.

"તેને અંદર લાવ," પ્રીન્સેસે તે સમજી હુકમ આપ્યો.

થોડીક પળમાજ તે કોઇ લેડી અંદર દાખલ થઇ અને તેણીની સુંદરતા જોઇ હેલન ડ સયશન છક થઇ ગઇ. ખચ્ચીત તે એક પીકચર જેવીજ રૂપવંતી હતી.

"તમે મને મળવા માંગો છો?" પ્રીન્સેસે પુછયું.

"તમો મોડમુવાઝેલ ડ સયશન છો?"

તે કોઇજ નહીં પણ આપણી વાર્તાની નાયકા અભાગણી લીમાંજ હતી તેણે પુછયું, "હું તમને મળવા માંગું છું-તમારી સાથ કંઇ અગત્યની વાત કરવા ચાહું છું."

"જો તમને જાસ્તી વખત લાગવાનો હોય તો મહેરબાની કરી બેસો." પ્રીન્સેસ હેલને કહયું, અને લીમાં એક ખુરશી ઉપર ગોઠવાઇ. પ્રીન્સેસ હેલન મનસે સખ્ત હયરત રહી. આ કોણ હતી અને શું કહેવા માંગતી હતી?

"મોડમુવાઝેલ," લીમાએ પોતાની વાત શુરૂ કરી, "હું એક અંગ્રેજ અબળા છું. માહરૂં નામ એક વેળાએ લીમા ડરવન્ટ હતું-કદાપી તે તમે સમજ્યું હશે."

"નહી!" હેલને દમામથીજ ના પાડી.

"માહરૂં હાલનું નામ," તેણીએ બોલવાનું જારી રાખ્યું, "લીમા ડ સોલડાંના છે. ઇંગ્લાંડમા, હેસ્લીગડેલ ખાતે માહરાં લગ્ન લાઓી કોંટ ડ સોલડાંના સાથ થયલાં છે."

એક પળ તે સાંભળી હેલનની આંખો ગુસ્સાથી ચમકી રહી. તેણી પોતાની બેઠક ઉપરથી ઉભી થઇ ગઇ અને ધીકકારથી પુર ચશ્મે લીમાં ભણી જોવા લાગી. અદેખાઇની આગે તેણીને જળાવી મુકી.

લીઓાંની ઇંગલીશ પરણેતર આટલી ખુબસુરત હશે એમ તે ધારતી નહોતી.

તે પાછી પોતાની બેઠક ઉપર બેદરકારીના અને મગરૂર દેખાવ સાથ જાણે કંઇ હોય નહીં તેમ બેસી ગઇ અને તીખાસથી બોલી, "જો હું એમ જાણતી નહી હતે કે તમે અંગ્રેજ લોકો ઘણાંજ વિચિત્ર પ્રકૃતીના છો તો હું તમને પુછતે કે તમે અત્રે શું કામ આવ્યાં છો?"

"હું અહીં આવી છું, મોડમુવાઝેલ, કેમકે મને ખબર થઇ છે કે કોંટ ડ સોલડાંના તમારી સાથ શાદી કરનાર છે. તેના માની તેવી ઇચ્છા છે; તેના મિત્રોની તેને તેવી ભલામણ છે અને વળી તે પોતે પણ તેમ કરવા ખુશી છે."

"તમે ઘણાજ બેશરમ અને મુર્ખ દીસો છો." પ્રીન્સેસે તુચ્છકારથી કહયું, "તેની સાથ મને શું લેવા દેવા. મહેરબાની કરી અહીંથી ચાલ્યાં જાવો."

"મોડમુવાઝેલ, હું ચાલી જનાર નથી. માહરૂં કહેવું તમને સાંભળવુંજ પડશે. હું તો એમ માનું છું કે એક વાર પરણી ચુકેલા અને વળી જીવતી ધણીઆણી છતાં પુનઃ પરણવા નિકળેલા મરદ સાથ શાદીના ગાંઠથી જોડાતાં તમારે શરમાવું જોઇએ."

પ્રીન્સેસ હેલન ધીક્કારનું હસી.

"તમે તેના ધણીઆણી નથી," તેણી બોલી, "મેં તમારે લગતી સર્વ વાતો સાંભળી છે. એ લગ્ન નારવા છે. એ બંધનકર્તા નથી. એવા બનાવો તમારા વર્ગની છોકરીઓના બાબમાં ભુતકાળમાં અનેક બન્યા છે ને ભવિષ્યમાં પણ બનશે."

"મોડમુવાઝેલ," લીમાંએ લાગણીથી ધ્રજતા સ્વરે કહયું, "લીઓં પાછો પરણી શકશેજ નહીં. તે માહરો છે. તે તમારી સાથ કદી વરશે નહીં. તે મને ચાહતો હતો, તેણે મને જીતી હતી અને માહરી સાથ પરણ્યો હતો. જો તમે જાણો કે તે મને એક વખત કેટલો ચાહતો હતો, તો તમો તેની સાથ કદી પરણવા તૈયાર થાવજ નહીં."

"તે તમને કદી સાચ્ચા પ્યારથી ચાહતોજ ન હતો," પ્રીન્સેસ હેલને તુમાખથી કહયું, "તેને હવે માલમ પડયું છે કે તમારી સાથ લગ્ન કરવામાં તેણે ગંભીર ભુલ કરી છે. અને તે ભુલ સુધારવા તે અતિ ઉત્સક છે. એક માણસ ભુલને પાત્ર છે અને એક ભુલને ખાતર તે જીંદગી ભર શા વાસ્તે દુઃખી થાય તે હું સમજી શકતી નથી."

"તેને તમો બધાંએ ભમાવેલો છે," લીમાં આજીજીથી બોલી. "તે પોતાની સ્વેચ્છાથી યા રાજીખુશીથી એવું કરવા કદી તૈયાર થાયજ નહી તે

માહેલો છે. પોતાની મરજીથી તે એટલો બેકદર કે ક્રૂર વા હીચકારો બનેજ નહી એ માહેલો છે."

"બેકદર તો તમે છો. બેકદર તો તમે છો કે તમે તેને ફ્રાન્સ, તેની મોટી દોલત અને માલમીલકત બધું ત્યાગી દેવા અને તમારી સાથ ઇંગ્લાંડના એક છઠ્ઠા ખુણામાં આવેલા ગરીબ ઝુપડાંમાં આવી વસવા ફસાવો છો. તમને વિચાર નથી કે તેમ થતાં તેની ભાવી આશાઓ સર્વ ભ્રષ્ટ થશે; તેની કાર્કીર્દિનો નાશ થઇ જશે. તમે તે જોવા ઇન્તેજાર છો ?"

"તે માહરો છે અને તેના ઉપરનો માહરો હક હું માગું છું. હું તેને ચાહું છું અને તે મને ચાહે છે." લીમા જુસ્સાથી બોલી. તે બોલો સાંભળી હેલન અતિ ક્રોધે ભરાઇ, અદેખાઇનો અંગાર તેણીને જળાવીજ રહયો. "મુઇનો તોતોજ પીસી મુકું એવું મન થાય છે," તે મનથી બબડી.

લીમાના અંતઃકરણમા પણ અદેખાઇએ પ્રવેશ કર્યો હતો. હેલન ડ સયશનની સુંદરતા અને તેણીના મકાનની જાહોજલાલી જોઇ તે બી અદેખી બની હતી.

"હું એટલુંજ કહેવા આવી છું કે આ અકુદરતી અને ઘાટકી લગ્ન થવા જોઇતાં નથી."

પ્રીન્સેસ હેલન તે સમજી લીમાનુ પાકી જાય તેમ ખડખડ હસી.

"એ બાબતમાં તમારૂં મત કોઇ માંગતુજ નથી. હું કબુલ કરૂં છું કે તે તમારે માટે ક્રૂર છે; પણ એવી બાબતોમાં હમેશાં નબળાંઓનો મરોજ નહી હોય છે."

"મોડમુવાઝેલ." લીમાં બોલી, "તમો માનો છો કે માહરાં લગ્ન ખરાં છે ?"

"માનું છું. જરા બી નહીં. એવો સવાલ પુછવાનું દિવાનાપણું તમે કેમ બતાવી શકો છો?"

"તમે એમ માનો છો કે ઇંગલાંડમાં થયલાં લગ્ન–પવિત્ર લગ્ન અત્રે પવિત્ર નથી ?"

"તે અત્રેના કાયદાથી ખીલાફ છે." હેલને ઉડાવ્યું, "અને કાયદાની વિરૂધનું પવિત્ર કેમ હોય? કાયદો પ્રજાના રક્ષણ અર્થેજ હોય છે. અને હવે

મેં તમારી મારફતે પુરતું સમજી લીધું છે. તમે અત્રે આવવામાં કશું ડહાપણ વાપર્યું નથી એમ માહરે તમને કહી દેવું જોઇએ."

"એમા ડહાપણ ગેરડહાપણનો પ્રશ્નજ નથી," લીમાં બોલી, "એમા હા કે નાની વાત છે. એ સવાલનો નીકાલ કંઈ તમે તુમાખથી એકાદ બે શબ્દ બોલ્યાં તેમાંજ આવી જાય એમ નથી. એ પ્રશ્ન તમારી ચક્ષુઓ સમક્ષ સદાકાળ રહેનાર છે અને તેનો નીકાલ રોજે કયામતને દીન થનાર છે."

પ્રીન્સેસ હેલન તે સાંભળી ધીક્કારથી મોટેથી હસી પડી જે જોઇ લીમાનું અંતઃકરણ ગુસ્સાથી ઉકળી આવ્યું.

"હું રોજે કયામત તક થોભવા ખુશી છું. ત્યાં સુધી હું સંતોષ પકડી બેસશ. અને તે વેળાના પરીણામની પણ મને ફીકીર ચીંતા નથી," તે બોલી. લીમા તે સાંભળી જાસ્તીજ ક્રોઢે ભરાઇ. તેણી રગેરગથી ગુસ્સામાં ઉકળી ઉઠી. કદિ નહી અનુભવેલી અનહદ કીનાની આગે તેણીની ચશમોને વિજળી પેરે ચમકારા મારતી કરી મુકી.

## પ્રકરણ ૪૫.

"મોડમુવાઝેલ, તમે ઉમરાવમાં ગણાવ છો; તમે તમારા અમીરી ખાનદાન માટે મગરૂર છો તો તમારામાં ગુણો પણ બધા અમીરીજ હોવા જોઇએ છે. સઘળા નિચ ને સ્વાર્થી વિચારો યા લક્ષણોથી તમે ચઘીયાતાં હોવા જોઇએ. કંઇ પણ ભુડું યા અન્યાયી કાર્ય કરવાથી દુરજ રહેતાં હોવાં જોઇએ. તો શું તમે મને ગેરઇન્સાફ કરશો–મને લુંટી લેશો–માહરો ભોગ લેશો?"

તે સખુનો સાંભળી પ્રીન્સેસ હેલનનો મુખડો જોવા જેવો થઇ રહયો. ગુસ્સા ને ધીકકારથી તે બધી ધમધમી આવી.

"તમે મને જવાબ દઇ શકતાં નથી." લીમા બોલી, "તમે તેમ કરવા માંગો નહીં, પણ આ બાબમાં તો ખરેખર તેમજ છે. મોડમુવાઝેલ, તમે માહરા ધણીને માહરી પાસથી ખુચવી–ચોરી લેવ છો."

"તે તમારો નથી," હેલન પુકારી.

"તે માહરોજ છે." લીમાં ગુસ્સાથી બોલી, "અને કોઈ બીજીનો
। કદી થશે નહીં. મોડમુવાઝેલ, તમારી મોટી ખુબસુરતી, અતુલ દોલત ને
મનહદ સતા છતાં તમે તેના થશોજ નહીં. જો હું તમારા જેવા આલા
માનદાનની નર્બરી હતે તો માહરા જેવી કોઇ ગરીબની છોકરીને લુંટવાથી
કાસો દુર રહેતે. યાદ રાખજો, મોડમુવાઝેલ, કે તમે તેને માહરી પાસથી
મુચવી બી લેશો તો બી તે તમને કદી સાચા પ્યારથી ચાહી શકનાર નથી
ં જેવા મોટા ને સાચા પ્યારથી તેણે મને ચાહી હતી. તમારી પ્રત્યેનો
તેનો પ્યાર માહરી પછીનોજ રહેશે અને થશે. ખુદા ન્યાયી છે! તે કદી
તમને માહરી પાસથી તેને લેવા દેશે નહીં."

તે બોલતાં એકદમ અટકી ગઇ. તે બીહી ગઇ હતી, પોતાના
અવાજમાં થયલા એકાએક ફેરફારથી તે ચમકીને બીહી જવાથી તે બોલતાં
અટકી ગઇ. તેણીનું મગજ ભમરી ખાવા લાગ્યું.

"શું હું ઘેલી થઈ જાઉં છું." તેણી ગભરાતમાં મનમાં બબડી,
"માહરી હાડમારીઓએ મને દિવાની કરી મેલી છે શું?"

અને તેણીના વધતા મોટા તરખાત વચ્ચે તેણીએ જોયું કે પ્રીન્સેસ
હેલન કંઇ બોલતી હતી પણ તેણી તે સમજી શકતી ન હતી. હેલનના
મુખડા ઉપર ફેલાઇ રહેલું તીરસ્કારનું હસ્વું તે જોઇ શકતી હતી પણ
તેણીના મુંખમાંથી નીકળતા શબ્દો તેણી સાંભળી શકતી ન હતી.

"ઓ ખુદા!" તેણી ગભરાતથી બોલી, "શું હું ઘેલી થઇ જાઉ છું?
હું સમજી કેમ શકતી નથી?"

બસ ધીકકારથી હસ્તી હેલનનો તેણીને દીવાની કરી મેલતો દેખાવજ
તેણીની ચક્ષુઓ સમક્ષ સ્થિર બનીને ખડો રહયો. બીજું કશુંજ તેણીને
નજરે આવ્યું નહીં. તેણીએ વમાસ્યું કે તેણી દિવાની થઇ ગઇ હતી—હા,
દિવાનીજ! આ શું તેણીનો ભરથાર હેલનની ઓર્દુમાં આવી ઉભો હતો.
તે એક ઘણોજ વિચિત્ર પણ તેણીને તો જાસ્તીજ ચકભમ બનાવી મેલતો
દેખારો હતો અને તેથી તે જાસ્તીજ મગજથી બેમગજ બની.

તેઓ તેની તરફ જોઇ હસ્તાં હતાં! ઓ ખુદા! શું ત્યારે દુન્યામાં
દયા કે ન્યાય જેવું કશુંજ નહીં હતું? તેઓ હસ્તાં હતાં અને વળી
તીઓ તેણીને (હેલનને) પ્યારથી ચુમી લેતો હતો.

"તે માહરો છે," પ્રીન્સેસ હેલન બોલી.

તે શબ્દોએ આગમાં તેલ ઢોળ્યું, તે ભગ્રીત મગજની થયલી દુઃખી અબળાએ તે ટેબલ ઉપર પડેલાં ખંજર ઉપર એક નજર કરી. તે નજરમાં ખુન વસેલું જોઇ શકાતું હતું. તેણીની નજરના તે ભયાનક ચમકારાથી હેલન થરથરી ગઇ.

"તમે ઘેલાં છો," તે બોલી.

"ઘેલાં!" લીમાં પુકારી અને ખડખડાટ હસી. તે હસ્વું એક દિવાના મનુષ્યનાં જેવુંજ આબાદ હતું.

"તમને દિવાનશાળામાં મોકલવાં જોઇએ," હેલને જાસ્તી બીહી જઇ કહયું અને વળી નોકરને બોલાવવા ઘંટ વગાડવા ગઈ.

"એને હાથ ન લગાડતાં," લીમાં બોલી. તેણી આંખોમાં દિવાન્યતપણું ખુલ્લી રીતે જોઇ લેવાતું હતું, "એને હાથ ન લગાડતાં."

"હું નોકરને બોલાવી તમને અતરેથી લઇ જવા કહેવા માંગુ છું," હેલન બોલી. હેલન એવું કહી ઘંટ વગાડવા ગઈ. તેજ પળે લીમાએ ત્રાપ મારી પેલું ખુલ્લું ખંજર ઉપાડી લીધું અને હેલનના દિલ ઉપર ધસી જઇ તે તેણીની છાતીમાં જોર સમેત ધકેલી દીધું. એક ચીચ્યારી સાથ હેલન એક ધડાકા સમેત જમીન ઉપર તુટી પડી.

તે પળ માત્ર ગારોબ આવેલું દિવાન્યતપણું નાબુદ થઇ ગયું. શું થયું હતું તે તે સ્પષ્ટ જોઇ શકી અને ત્યારે તેના પોતાના ગભરાટનો પાર રહયો નહીં. તે મુસાફરીની જહેમત, લીઓ સાથની તકરાર અને હેલનની તીરસ્કારભરી વાતચીત એ બધાંની અસર હેઠળ તે પળ માત્ર હોંશ ખોઇ બેઠી જે દિવાનું કૃત્ય કરી ચુકી હતી તેથી તે હવે ગાભરી બની અને કંઇજ ન સુઝવાથી તે ખંજર હાથમાંથી ફેંકી દઇ વીજળી વેગે ત્યાંથી નીકળી નાઠી.

'ખુન! ખુન!' તેણીની પુઠેજ પોકારો થઇ રહયા અને તે મોટા મહાલમાં ગડબડ સડબડ થઇ રહી. તેણીને કોઇ મળ્યું નહીં. તે સરજોગ દાદર ઉતરી નીચે ઉતરી ને બાહરનું બારણું ખોલી, રસ્તા ઉપર આવી, ત્યાંથી દોડધાજ કરી. 'ખુન! ખુન!' શબ્દોનો ધ્વની ચારે દીશાથી થતો

હોય એમ તેણીને લાગ્યું બાંકો તેણી તરફ હયરત રહી જોઇ રહયાં હતાં. પણ તેણી આજુબાજુ સહજ બી નજર કર્યા વીના સીદ્દી રેલ્વે સ્ટેશન તરફ દોડી.

તે સ્ટેશન ઉપર બીહીધેલી ધ્રુજેલી જઇ બોલી. 'ખુન! ખુન!' હજી તે શબ્દો તેની પુઠેજ હતા એમ તેણીને લાગ્યું.

લંડન જતા મેલનો ટાઇમ થયો હતો. તેણી કાલે સહવારના લંડન પુગી, સાંજના લીન પુગી જશે અને ત્યાં જઇ શું કરવું તેનો નક્કી નિશ્ચય તેણીએ હવે કરી નાખ્યો હતો. ટીકીટ કઢાવી તેણી એક ડબ્બામાં ચઢી બેઠી.

પુગી. અંતે તે પોતાને વતન પુગી. લીનના સ્ટેશન ઉપર તેણી ઉતરી. 'ખુન! ખુન!' હજી તેના મગજમાં રમી રહયું હતું. તેણીએ આજુબાજુ નીગાહ કીધી અને સ્ટેશન બહાર પડી, એલનવૉટર ભણી ચાલી. પોતાના સુંદર ઝુંપડાં ઉપર તેણીએ નજર સરખી ન કરી. તે સંરભોગ નદી કીનારે ગઇ. પેલા ન્હાના પુલ ઉપર જઇ ઉભી કે જે ઉપર લીઍા સાથ તે અનેક વેળા ત્યાંની સુંદરતા નીહાળતી ઉભી હતી. એક નજર તેણીએ પોતાના પીતાના મકાન ભણી કરી અને પછી—

'ખુન! ખુન! અને પોલીસની ધાકેથી બચવા અને છટકવા તેણીએ ઉંધે મસ્તક તે ખલખલ વહેતાં પાણીમાં નખાવી દીધું. એક ધબકારો ને પાણી તે બાપડી ઉપર ફરી વળ્યું!

બીજી સહવારે તે મીલર પોતાની બોટની શોધમાં નદી કીનારે આવ્યો ત્યારે તેણે કંઇ જોયું.

"હેલન, પેલું પાણીમાં સોના જેવું શું ચમકે છે?" તે પુકાર્યો અને તે શું હતું તે જોવા તે ગયો.



## પ્રકરણ ૪૬.

માડામ લ કોંટેસ બનતી ઉતાવળે પેરીસ પુગી. લીમાને પકડી પાડ-
ની બની શકતી દરેક તજવીજ તેણીએ કરી જોઇ. પણ નહી, તે તેણીને
થ આવી નહી.

પેરીસના પોતાના મકાનમાં પુગતાંજ તેણીએ નોકરને લીમા માટે પુછ્યું.

" હા, માડામ, કોઇ અંગ્રેજી અબળા મોશય લ કોંટને મળવા આવી ગઇ
ની." તેણે કહયું.

"પછી?" તેણીએ આતુરતાથી પુછ્યું.

"પછી તે મળીને ગઇ." તે નોકરે કહયું.

"ગઇ."

"હા, માડામ, ગઇ."

માડામે તે સાંભળી છુટકારાનો શ્વાસ ખેંચ્યો.

"મોંશય લ કોંટ ઘરમાં છે?"

"નહીંજી, તેવણ હોટલ ડ સયશનમાં ગયા છે."

"ઠીક છે. હું ત્યાંજ સીધ્ધી જાઉં છું," માડામ બોલી અને એક ગાડી
ગાવી તે હેલનના મહાલ્ય ભણી જવા ઉપડી.

ત્યાં પુગતાંજ તેણી કંઇ સમજી શકી નહીં કે શું થયું હતું. ત્યાં
ઘો મોહલ્લો લોકોથી ભરાઇ ગયો હતો.

"શું છે?" તેણીએ ગાડીમાંથી ઉતરી પડી એક ઉભેલાને પ્રશ્ન કર્યો.

"ખુન! ખુન!" દશ બાર જણાઓ સામતાં તેના જવાબમાં પુકાર્યા.
ને તે સાંભળી માડામના પેટમાં ફાળ પડી.

તે લોકોની ગીરદીને ખીસાડતી મહાલ્યમાં દાખલ થઇ. લીઑં ગભ-
વલે અવતારે ત્યાં ઉભો હતો.

"લીઑં, શું થયું છે?"

"ખુન, મમ્મા!"

"કોણનું?"

"હેલનનું."

"કોણે કર્યું?"

લીઆઁએ મા ભણી જોયું, તેણી તેની નજદીક ગઇ અને તેના કાનમાં પડી પુછવા લાગી.

ત્યાં બધે ગભરાટ થઇ રહયો હતો. ડાકટરોની ધમચકરી ચાલી રહી હતી. ઘા ઘણો ઉંડો પડયો હતો પણ તે કંઇ જીવલેણુજ નિવડે એમ ન હતું, એમ ડાકટરોએ બારીક તપાસ પછી મત આપ્યું. હૃદયની જરાકજ બાજુમાં તે ઘા થવાથી તે મોટા ભાગ્યે બચી શકશે એવી ડાકટરોએ આશા આપી.

આખા પેરીસમાં તે બનાવની ચકચાર થઇ રહી. શું કામ ખુન થયું હતું, કોણે કર્યું હતું તે વીશે જબરી ઉહાપોહ મચી રહી. ખરી બીના કોઇજ જાણી શકયું નહીં. પોલીસે બારીક તહેકીક કરી પણ કંઇજ માલમ પડયું નહીં. અંતે હેલનનેજ પુછી વધુ શોધ્ર ચલાવવાનું નક્કી કર્યું; અને હાલ તુરત કેટલાક દીવસો સુધી હેલનને કંઇજ પુછી શકાય એમ ન હોવાથી તરેહવાર તર્કવિતર્કોમાં સર્વ પડયા. અલબતાં સહજસાહજ ખરી વાત માડામ અને લીઆઁ કળી શકતાં હતાં, પણ તેઓએ મૌન્ય ધરવામાં ડહાપણ જોયું.

અંતે હેલનની હાલત સહજસાહજ સુધરતાં માડામ વેસેએ શું થયું હતું તે જાણવા માગ્યું. પણ તેણીએ કશો ખુલાશો આપવા ના પાડી.

"મેં તેણીને ઘેલી કરી મુકી હતી." તે મનથી બોલી, "તે બિચારીનો કશો વાંક નથી. મેં તેણી પાસથી તેણીની સર્વથી કીમતી ચીજ છીનવી લીધી હતી. માહરે જરા માયાળું બનવું હતું. પણ હવે હું તેણીને ફસાવવા ચાહતી નથી. શું બન્યુંછ તે કદી કોઇ જાણશે નહી," તેણીના તે વિચારો હતા અને તેણી તેને દૃઢતાઇથી વળગી રહી.

"કંઇજ બન્યું નથી, ફકત અકસમાત હતો. અકસમાતથી હું ખંજર ઉપર તુટી પડી અને મને ઘા થયો," તેણીએ આ ખુલાસો કર્યો. ઘણું હાબી

દાબીને પૂછતાં પણ તેણી બોલી નહી. તેણીએ માડામ લ કોંટેસ ડ સોલ-
ડાના પાસ વીનવીને માંગી લીધું કે તેણીએ એ બાબત કદી છેડવીજ નહી.

તેણીની ઇચ્છા મુજબ પોલીસને ખબર કરવામાં આવી કે તે માત્ર
એક અકસમાત હતો અને જે ગડબડ સરબડ થઇ હતી ને નાહકની હતી
માટે પોલીસે તે તપાસથી હાથ ઉઠાવવો. છાપાઓમાં પણ તેજ મતલબના
સમાચારો આપી દેવામા આવ્યા; અને એ રીતે એ બનાવ ઉપર સેવટનો
પડદો પડયો.

* * * *

લીમાના મરણના સમાચાર લીનની પેલી આમર સ્કુલના વડા શીક્ષકે
લીઓં ઉપર લખી મોકલ્યા. અને તે સમાચાર સમજી લીઓં ઉપર જે
અસર થઇ તેનું બ્યાન અમારી કલમથી થઈ શકે એમ નથી. તે સમાચાર
સુણતાજ તેનામાં ગજબ ફેરફાર થઇ ગયો. તે તે પછીથી ફેરવાઇજ ગયો.
તે કદિ તે દિવસ પછી મોકળે મને હસ્યો હોય એમ જણાયું નથી. તે
કરડો, આકળો અને ચીડડાઉ સ્વભાવનોજ તે પછીથી બન્યો. તેનો આનંદ,
તેનો શોખ, તેની દુન્યા માહેની મજાહ સર્વ મરી ગયું.

તે પ્રીન્સેસ હેલન સાથ પરણ્યો ખરો પણ તે લગ્ન સુખી તો નજ
નીવડયાં. તેઓ વચ્ચે એક ન દેખાય એવી આડ સદા રહી. લીમાનું નામ
તેઓએ પોતા વચ્ચે કદી યાદ ન કર્યું પણ તેની યાદનો પડછાયો તે ધણી-
ધણીઆણી વચ્ચે આડરૂપ સદા રહયો.

મોશય લ કોંટ ડ સોલડાના વખતના વહેવા સાથ એક નામાકીંત
રાજદારી થઇ પડયો. જે દેશને ખાતર તેણે લીમાનો ભોગ લીધો હતો તે
દેશમાં તેનું નામ સતા સમાન થઈ પડયું; પણ ને કદી સુખી તો થયોજ
નહી; કદી તેને હસ્તો કોઇએ જોયો નહીં. કોઇ કોઈ વખત તે પોતાનો
સર્વ વૈભવ, દોલત, માન, મરતબો બધું ત્યાગી દઇ લીમા સાથ તે સુંદર
ન્હાના કોટેજમાં જઇ વસવાના ખ્યાલમાં તલ્લીન થઇ જતો અને ત્યારે–અને
ત્યારે તેણે કાંધેલાં ઘોર કૃત્યનો તેને અનહદ પશ્ચાતાપ થતો.

તે પાપની યાદ તેને અહોનીશ થતી રહી. તે સુંદર છોકરીનો દયા-
મણો ચહેરો તેની નજર સમક્ષ અવાર નવાર ખડો થઇ તેને મરણ સુધીજ

સંતાપી રહ્યો. ખચ્ચીતજ કર ને જો નો નિયમ જો તેને ન લાગુ પડે તો પછી કુદરતની લીલાજ કયાં રહી?

*　　　*　　　*

લીનના કબ્રસ્તાનમાં એક ન્હાની કબર આગળ દુઃખી દિલે ઉભેલા તે માબાપની માત્ર એકજ ઇચ્છા હવે આ જીંદગીમાં બાકી રહી હતી. અને તે તે કબર ઉપરના ક્રોસ ઉપર શું નામ કોતરાવું તે હતી.

"પેલું ફ્રેન્ચ નામ તો કદી નહીં," જોન ડરવન્ટ કડવાસથી બોલ્યો, "તે ધીક્કારાયલું છે. અને માહરૂં પણ નહીં; તે શ્રાપીત થઇ ચુકયું છે."

અને આજે તે કબર ઉપર નીચલાજ સાદા શબ્દો નજરે આવે છેઃ—

**"લીનની લલના."**

